ૐ

# અમૃતવાણી

## શ્રી સદ્‌ગોરનાં શ્લોક

આદ્ય પ્રકાશક સત્પંથી

સૈયદ બાવાસાહેબ અહમદઅલી "ખાકી"

પ્રકાશક :

સત્પંથી સૈયદ શમ્સદીન બાવાસાહેબ "ખાકી"

મુ. પીરાણા (ડી. અમદાવાદ)

દર્શનલાભ

રૂ. ૫-૦૦

# અમૃતવાણી

## શ્રી સદ્ગોરનાં શ્લોક

આદ્ય પ્રકાશક સત્પંથી
સૈયદ બાવાસાહેબ અહમદઅલી "ખાકી"

પ્રકાશક :
સત્પંથી સૈયદ શમ્સદ્દીન બાવાસાહેબ "ખાકી"
મુ. પીરાણા (ડી. અમદાવાદ)

દર્શનલાભ
રૂ. ૫-૦૦

ॐ

# અમૃતવાણી

## શ્રી સદ્‌ગોરનાં શ્લોક

### અર્થ સાથે

લેખક :

સૈયદ બાવાસાહેબ અહમદઅલી "ખાકી"
મુ. પીરાણા. ( ડી. અમદાવાદ )

પ્રકાશક :
સૈયદ શમ્સદ્દીન બાવાસાહેબ "ખાકી"
મુ. પીરાણા. ( ડી. અમદાવાદ )

પહેલી આવૃત્તિ સંવત ૧૯૮૫ : પ્રત ૧૦૦૦
બીજી આવૃત્તિ સંવત ૨૦૨૪ : પ્રત ૧૦૦૦
ત્રીજી આવૃત્તિ સંવત ૨૦૩૯ : પ્રત ૧૦૦૦



દર્શનલાભ

રૂા. ૫-૦૦

---



---



મુદ્રક : જયંતીલાલ મ. શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ-અમદાવાદ.

# હૃદય ઘોષ

**विद्** ધાતુથી 'વેદ' શબ્દ. વેદ એટલે ખુલાસો, સમજણ, જાણવું આદિ એવા અર્થ થાએ છે.

'વેદો' સ્વયં પોતે પોતાની સમજ, પોતાનું તત્વ જ્ઞાન આપી શકતા નથી, તેઓ પણ સદ્‌ગુરૂ બ્રહ્મા આધીન છે.

'વેદો' જગતના કલ્યાણની સમજ અને યુક્તિઓથી પરીપૂર્ણ છે, છતાં શ્રી નારાયણના ભેદો પૂરા ન કહી શકાયાથી છેવટ નેતિ, નેતિ, કહી શ્રી નારાયણની સીમા વર્ણવતાં અટકે છે.

'વેદો'ને જ્યાં ગમ નથી ત્યાં શ્રી સદ્‌ગુરુ બ્રહ્મા તમે સર્વજ્ઞ હોવાથી શ્રી નારાયણને હાથોહાથ ઝાલી ઓળખાવી આપો છો. એવા અગાધ, અમાપ ગતિવાલા હે ! શ્રીસદ્‌ગુરુ બ્રહ્મા, શ્રી સદ્‌ગુરુ શેહદેવ, પીર સુદરદીન સાહેબ ! આપના વચનામૃતોનાં કાંઈ શબ્દાર્થ યથા મતિએ આ પુસ્તકમાં કરવા ક્ષુલ્લકતા અદરાઇ છે, તે તો આપના યશોગાનના પ્રેમ પૂરતી છે.

'પ્રેમ' 'પ્રેમ' 'પ્રેમ' એ તો આપનું જ શુદ્ધ સ્વરૂપ છે.

પામરપણે થએલ સેવા આપશ્રીના ચરણે અર્પવા આશા સહીત ચરણ કમલ સમીપે હાજર થવાયું, તેનો સ્વીકાર એજ આપની કૃપાદ્રષ્ટિ.

ઘોષક

આજ્ઞાંકિત આપનો લઘુ કિંકર

**સૈયદ બાવા સાહેબ અહમદઅલી**

**બાકી**

# પ્રસ્તાવના

અખિલ વિશ્વના રચનાર આદ નારાયણેજ સૃષ્ટિની રચના પ્રેમ પ્રગટતાંજ કરી દીધી. જગત ઉત્તપત્તિના મુલનું મુલ કારણ પ્રેમજ છે. એક બીજાને મલવા પ્રથમ પ્રેમ અગ્રપદે છે. કુટુંબો પ્રેમેજ સુખે દિવસો નિરગમે છે. રાજકાર્ય, ગામ, દેશ, પરદેશ જ્યાં જુઓ ત્યાં પ્રથમ પ્રેમ પ્રધાન પદે, સલાહ સંપ, આનંદ, શાન્તિ જ્યાં હશે ત્યાં પ્રથમ પ્રેમ પ્રમુખ હશેજ.

પ્રેમ કુદરતી પ્રેરણા છે. શ્રી હરિના સંકેતની દોરી છે, પૂર્વનાં સન્ચિતોના અનુગ્રહે કરી પ્રેમ પોતાની મેળેજ સ્ફુરી આવે છે. મા બાપ ઉપરનો, પુત્ર-પુત્રાદિ ઉપરનો, બેન-ભાઈ ઉપરનો, ભાઈ બેન ઉપરનો, બેન-બેન ઉપરનો ભાઈ ભાઈ ઉપરનો એમ એકમેક અરસ પરસ ઉભય પક્ષો પ્રેમે કરીને જ શાન્તિએ સુખ ભોગવી રહ્યા છે.

જગતનો નિર્વાહ ઓદર પોષણનું સાધન ધન, ધાન્ય હોવાથી તે પ્રાપ્તિનું મુખ્ય કારણ પણ પ્રેમ છે. જેથી અનેક કષ્ટે પણ મનુષ્ય સંચે છે.

જગત ઉત્તપત્તિનું કારણ પ્રેમ હોવાથી પ્રજા ઉત્તપન્ન કરનાર દમ્પતી અતીજ આદરે પ્રેમ ભોગવી રહ્યા છે. નિર્વાહનાં સાધનો દમ્પતી ગમે તેવા સંકટો સહી પ્રાપ્ત કરી ગમે તેવા દુઃખો ભોગવી એક બીજાથી અળગા રહી શકતા જ નથી.

૫

પ્રેમ એવી અનિવાર્ય સ્થિતિનું તારતમ્ય છે કે સદ્‌ભાવનાએ ઉપજેલ પ્રેમ કદી પણ પાછું પડતું જ નથી. પ્રેમીને ગમે તેટલો તાડન, તાપન, છેદન, નિઘર્ષણાદિથી છિન્ન ભિન્ન કરવામાં આવે છતાં શુદ્ધ સાત્વિક પ્રેમ તે તો પ્રેમજ છે. એ અતિ બળ હોવાથી કોઈ કાળે નિરાશા સમજી શકતું જ નથી.

અભેદતા તો પ્રેમની જ છે, પ્રેમી કદી પણ ભેદાતો નથી. પ્રેમીનો કોઈપણ કાળે કોઇપણ નાશ કરી શકતો નથી. પ્રેમ પ્રેમીનો સદાકાળ રક્ષિત રહેલો છે, ગમે તેવો નિર્બળ મનુષ્ય જ્યારે પ્રેમ ઉત્પન્ન કરી લે છે ત્યારથી તો તેમાં હજારો હાથી, હજારો યોદ્ધાઓનું બળ ઉપજી જાએ છે. તેનો મુકાબલો [ સ્પર્ધા ] કોઈ કરી શકતું નથી, અને તેમ કરવા ભલ ભલાઓ પણ હિમ્મત કરી શકતા નથી. પોતે શ્રી પરમાત્મા પણ હારી જાય છે.

ભેદા ભેદ કે ઉંચ નીચ પ્રેમ સન્મુખે હોતું જ નથી. પ્રેમ સમીપ શુદ્ધ સાત્વિકતાજ બિરાજી રહેલ છે. જેથી સર્વત્ર એકજ બ્રહ્મ ભળાય છે. હીણો ખીણો નજરે ન આવવાથી કલેશને તો કાયમને માટે તિલાંજલી અપાએલી હોય છે.

પ્રેમ સનાથ છે. એક પ્રેમી હજારો અનાથોનું રક્ષણ પુરણ વેગે કરી શકે છે. વિઘ્નાદિતો તેની નજરે આવે જ કયાંથી ?

પ્રેમ અસાધ્યને સાધ્ય પલમાં કરી શકે છે. મરદાને જીવતા, માંદાને સાજા ક્ષણમાં બનાવી દે છે. ચંદ્ર સૂર્યાદિ સર્વ ગ્રહો, ખગોળ, ભૂગોળ, બ્રહ્મપુરી, કૈલાશ, વૈકુંઠ, સ્વર્ગ, યમપુરી, નર્કાદિ ક્ષણમાં ગમે ત્યાં દ્રષ્ટિસમક્ષ હાજર કરી શકે છે, રાજ્ય, મહારાજ્યાદિ ક્ષણમાં પ્રાપ્ત કરી ક્ષણમાં તેનો લય પણ કરી શકે છે. દેવ–દાણવ, કિંકર, યક્ષ, ભુત, પલીત, જીન, દેવ, પરી, ભૂતાવળ, પીર, વલી, ઓલિયા આદિ ને આધીન કરી ધાર્યું કરાવી શકે છે.

૬

યોગીયોનો સાચો યોગ તો પ્રેમજ છે પ્રેમી હજારો યોજનને અંતરે હોય છતાં ઈચ્છતાંજ તુર્ત પ્રેમપાત્ર તેનો આવી મલી વિયો-ગના કષ્ટ અદૃશ્ય થાએ છે.

પ્રેમ અખુટ આનંદનો ઝરો હોવાથી સર્પ પાપ પૂણ્યોનો નાશ કરી દે છે. પવિત્ર શ્રી સદ્‌ગુરૂજી એના શોધ કરતાં કરતાં આવી પોતાની શરણે વગર કષ્ટે કરી લે છે, શ્રી આદ નારાયણ પ્રેમીનાં પાસામાં પડેલ હોવાથી પોતાની ખાસ વિભૂતી કરી પોતા ભેળો ભેળવી લે છે.

પ્રેમ, પ્રેમ, પ્રેમ ! અહો પ્રેમ ! તારી અગાધ કળા શુલ્લકોની નજરે ન આવવાથી તારો ખોટો અર્થ કરી દુરૂપયોગે તને બદનામ કરે છે. પવિત્રોને તારી કેટલી કદર ને જરૂર છે ? તારી કેટલી અગત્યતા સ્વીકારી રહ્યા છે ! એજ તારો પ્રબળ વિજય છે.

એવા પ્રેમ દરયો આ ગ્રંથ દર્શાવી રહેલ છે. પ્રેમીયો આ પ્રેમધારા પીતાં પીતાં કદી પણ શાન્ત થાય એમ નથી.

શ્રી સદ્‌ગોર બ્રહ્મા પીર સુદરદીન સાહેબ [ સદ્‌ગોર શેહદેવે મોક્ષ સરળ કરવા પ્રેમની રૂપ રેખા આંકી શુદ્ધ પ્રેમનું અલૌકિક ચિત્ર દોરી આપ્યું છે. જેથી શ્રી નારાયણ સાથે પ્રેમ કેમ કરવું ? તે સેહજમાં શીખી જવાએ.

આ પ્રેમગાથા સરળ સાધારણ ભાષામાં દ્રષ્ટાંત સિદ્ધાંત સહ હોવાથી આનંદિત રસિક પ્રવાહ વહેવરાવી રહેલ છે. આ અમૃતમય સાગરિકાના હંસો અવશ્ય મુક્તાફલ ગ્રહી લેશે.



સત્યની શુક્ષમતા દર્શાવનાર આવી ઘણી નાની મોટી ગાથાઓ શ્રી સદ્‌ગોર બ્રહ્મારૂપ દિવ્ય જ્યોતિયો જગકલ્યાણાર્થે પ્રચારી ગયેલ છે. એથીજ સત્પંથની આવશ્યકતા કેટલી છે ? તેની ખાત્રીના પૂરાવા

માટે પૂણ છે. વેદનાં મહા ગુઢાર્થો અને તત્વ ભેદોને કેવી ઉત્તમ રચેલી તે સરળતાએ અભણ જનોનાં હૃદયમાં ઘર કરાવી દીધા છે?

સચોટ પ્રેમ ઉપજાવનાર સત્પંથમાં આવી ઘણી ગાથાઓ સત્પંથનાં સ્વામીઓ પ્રગટ કરી ગએલ છે, કે જે એકવાર હાથમાં લીધા પછી મૂકવા મન થાએજ નહિ. બ્રહ્મના ભેદુ અવતાર પાત્રના પારખુ, પ્રેમના પારંગત ભક્તો જ દિવ્ય જ્ઞાનના ગ્રાહિયોજ સત્પંથ સેવી રહ્યા છે. કલિયુગમાં મોક્ષાદિ કલ્યાણનો સર્વોત્તમ માર્ગ એક સત્પંથજ છે. એના પ્રમાણોની કાંઈ આવશ્યકતા રહેતીજ નથી. સર્વ વેદોનું તત્વજ્ઞાન પ્રત્યક્ષ દિવ્ય ગાથાઓ પ્રકટાવી રહેલ છે. એ વિષયનાં ગુણ ગાન કરવા–એ તો સોના ઉપર ઢોળ કરવા બરાબર છે.

શ્રી સદ્‌ગોર બ્રહ્મા નુર સદ્‌ગોર પીર શ્રી સુદરદીન સાહેબની જય જય જય. એથી વિશેષ લખવું એ મારી શક્તિ બહારની વાત છે. એટલેથી સંતોષ માની સુજ્ઞો સત્ય સમજવા ભાગ્યશાળી નિવડો! આ અરજ શ્રી બ્રહ્મ સ્વરૂપ સદ્‌ગોરજી આગળ માંગી વિરમું છું.

સંવત ૧૯૮૫ ની<br>ગોકુળાષ્ટમી

લી. શ્રી સદ્‌ગોર બ્રહ્માનો<br>આશાવંત સત્પંથી<br>**ખાકી**<br>પીરાણા

ૐ

# લેખકના બે બોલ

સત્પંથ માટે અંત ( આદિ અનાદિ )નો એ એક જ સનાતન ધર્મ છે. એમાં સાકાર ઉપાસનાનું પરમ રહસ્ય સમાએલું છે. ઉપાસ્ય દેવમાં શ્રી આદ નારાયણે ( જગતકર્તાએ ) સમયે—સમયે—સમયના ભેદો સમજાવવા કૃપા કરી મનુષ્ય રૂપે આવેલ તેઓનાં સાક્ષાત સ્વરૂપને સ્વિકારે છે. ઈંટ, કાષ્ટ, માટી, પથ્થર, પાણી, ધાતુ આદિની કૃત્રિમ મૂર્તિને નહિ.

અસંખ્ય યુગો પેહેલાં વહી ગયા, અસંખ્ય વેળા જગત ઉપજાવ્યું અને લયે કર્યો. તેમાં અસંખ્ય અવતાર શ્રી નારાયણે લીધેલ. એ અવતાર પાત્રમાં પ્રેમ અને આદરેજ પ્રાણી માત્રનું કલ્યાણ છે, એ સિદ્ધ વાક્ય હોવાથી શુષ્ક જ્ઞાનીઓ આગળ, પાછળ. હમારૂં માનેલું, વડીલોપાર્જિત મળેલું, એવા ભેદ ભાવોમાં ગતને માન આપી વર્તમાનનું અનાદર કરે ગયા. અનાદરની હદ કે સિમા પણ કુદાવી ગયા ! ત્યાં સુધી કે શ્રી હરીથી શત્રુવટ આદરી દીધી. જેવા કે હરણાક્ષ. રાવણ, કંશ, દુર્યોધનાદિ.

શાન્ત ભાવનાઓવાળાઓએ પણ ગત અવતારમાં લાગેલ પ્રેમ આગળ વર્તમાન અવતારની દરકાર જરાયે ન કરી. એ પરંપરાએ  એક પછી એક એમ અનેક ધર્મો, (પંથો)ની મમતાએ કરી જ્ઞાનનો માર્ગ ગુંચવી નાખી સત્ય માર્ગ માટે જરા પણ માર્ગ રહેવા દીધો નહિ. જેથી શાસ્ત્ર વિના જ ભાવનામય ધર્મો અને પંથોનું

સંગ્રહસ્થાન રચાઈ ગયું અને જગતમાં ઇર્ષાનાં કારણે કુસંપનો સમુદ્ર ભરતી ઓટે ઝોલા ખાતો થઈ ગયો. જ્યાં સુધી આવી ભાવનાઓના પરદાઓ, અને ભેદ ભરણના ભંડારો હસ્તી ધરાવે છે ત્યાં સુધી સુલેહ કે સંપ અને શાન્તિની આશા રાખવી મિથ્યા છે.

મનુષ્ય માત્રને ધન્ન, દોલત, રાજ, લક્ષ્મી, સ્ત્રી, પુત્રાદિથી ધર્મ અતીજ વ્હાલું હોય છે. મનુષ્ય ધર્મ માટે શું-શું-નથી કરતો? આજ ધર્મમાં સ્વાર્થ સાધુઓએ અવળ સરળ પાટા ગોઠવી અંધ શ્રદ્ધાળુ ભોળા ભાવિ ભક્તોને લડાવી મારી પોતાના રચેલ ને ગોઠવેલ પાસાને ધર્મ ઠઠાવી દીધો. ભોળા ભાવિકો તેના ભોગ બની રહ્યા. તેનો કોઈક નમુનો અત્રે આપવું અસ્થાને નહિ લેખાએ.

સત્પંથ સંપ્રદાયમાં સર્વ માન્ય અને પવિત્ર મનાતા કેટલા સુત્રો આ પુસ્તકમાં આપેલા છે, જેમાં કોઈના પણ બે મત નથી. સમયોચિત પુરૂષ, સ્થળ, સંખ્યા, નામ, ગુરૂ પરમ્પરા, વંશ પરમપરા, સમયાદિની સમજ સરળ કરવા મહાન પવિત્ર બ્રહ્મ રૂપોએ વર્ણી સમજણ પાડી આપી છે, છતાં જુની પડેલ પ્રથા પ્રમાણે રૂઢીને વળગી રહેનાર પોતાની હઠ ન મુકતાં સમયના સ્વામીની નિંદાએ લાગી રહે છે! એ ન્યાય શ્રી સદ્‌ગોર બ્રહ્મા પીર સુદરદીન, શ્રી સદ્‌ગોર બ્રહ્મા પીર કબીરદીન સાહેબને સેવનારાઓ પૈકીનાઓએ પણ સ્વિકાર્યો છે.

શ્રી બ્રહ્માવતારનેજ પીર, ગુરૂ બાર કળા સહિતનાને સત્પંથીયો માને છે. શ્રી વિષ્ણુ અવતારનેજ ઈમામશાહ સોળ કળાવાળાને સત્પંથીયો પુજે છે, એઓશ્રી કયાંથી કયાં સુધી કીયે ઠેકાણે કેવા રૂપે, કેવા નામે રહેશે? પછી કયાં પધારી જશે? એ ભૂત, વર્તમાન અને ભવિષ્યના ભેદો પ્રકાશેલાં સત્પંથીયો પુરણ પ્રેમે સ્વિકારી એક નિષ્ઠાએ એ તરફ જોઈ રહેલ છે, પણ સ્વાર્થી સન્જતાના

ડોળઘાલુઓને રૂચતા નથી. યુક્તિ-પ્રયુક્તિએ નાણા કે વગસગ બળે પોતાની કૃતિમતા નભાવી છે. જેમકે—

શ્રી પરમ બ્રહ્મરૂપ શ્રી પીર કબીરદીન સાહેબ પછી તે પદે શ્રી મહાન પરમ બ્રહ્મ પીર શ્રી ઈંદ્રિ ઈમામ શાહ સાહેબ થશે-એ ભેદનો પ્રકાશ શ્રી સાહેબ શ્રીશાહ નર ઇસ્લામશાહ, શ્રી શાહ નુરમહંમદ શાહ ( મહંમદ બીન ઇસ્લામ શાહ ) આદિ પ્રસારી ગએલ ! પણ એઓનાજ પ્રેમી ( ઘમંડી ) ભક્તો આવા મહાન દિવ્ય પુરૂષોની દિવ્યતાને ઠોકરે ઉડાડી દઈ શ્રી પ૦ બ્ર૦ રૂ૦ પી૦ કબીરદીન સાહેબના અવસાન પછી તુર્ત એઓશ્રીની આજ્ઞા નેવે મૂકી દઇ શ્રીજી પહેલાં કેટલાએ વરસ અગાઉ મરી ગએલ પીર તાજદીનને હાજરપીર તરીકે ગણવા પ્રપંચ આદર્યું. એ ભોપાળું પ્રપંચીયોનું આધુ ન હાલવાથી તુર્ત એક કૃત્રિમ કાગળ અને રૂશનાઇનો દેહ (હાજરપીર) કલ્પિ સ્વાર્થ સાધવા શ્રીજીની આજ્ઞા ભંગ કરતાં જરાએ ન અચકાયા ! ને પીર શ્રી ઇમામ શાહ સાહેબને વીસરી ગયા.

એમજ શ્રી ઇમામોના વિષયમાં પણ કૃત્રિમતા ઉપજાવતાં અચકાયા નથી ! જેવો શ્રી બ્રહ્મરૂપ ગુરૂદેવ સ્ફેટન ઉપર બતાવેલ મહાન્ દિવ્ય પુરુષોએ કર્યો છે. તેવોજ શ્રી વિષ્ણુ અવતાર ઇમામોના વિષયમાં પણ પ્રકાશ નાખેલ છે. શ્રી વિષ્ણુ અવતાર ઈમામ નુરમહંમદ શાહ ( મહંમદ બીન ઈસ્લામ શાહ ) સાહેબ શ્રી વિષ્ણુનું તેજ શ્રી બ્ર૦ રૂ૦ શ્રી પીર ઈમામ શાહ સાહેબને અર્પશે જેથી એઓશ્રીનાં પુત્રરૂપે મહાન પ્રભુજી શ્રી નર અલી મહંમદ શાહ નામે પ્રગટ થશે. તે ભવિષ્ય વાણીને પણ ઉથલાવવા જરા પણ ખામી ન રાખતાં અંધેર વર્તાવી કમાઈ ખાવાનો પોતાનો માર્ગ સરળ કરી ધર્મને નામે અંધ શ્રદ્ધાળુઓને ગળે ઘમંડરૂપી ઘંટ વળગાડી દીધો ! કે તે ઘંટનો શબ્દ બીજા પવિત્ર શબ્દને કાન સુધી પહોંચવા જ ન દે.



પ્રપંચિયો જ્યારે કૂશળતા આદરે છે ત્યારે તો અનેક પરદા-

ઓએ કરી સત્ય સંતાડવા પ્રયત્નો કરે જાય છે. સત્ય અખંડરૂપ હોવાથી કદી એ સંતાતો જ નથી પણ અંધશ્રદ્ધાળુઓની આંખો સ્વમાન્ય શાસ્ત્રોએ વર્ણવેલ સત્યને પણ જોઈ શક્તી નથી.

અહંમતા, મમતાનાં બંધોએ પાડેલા ધર્મ ભાગલા એક પછી એક વધેજ ગયા. હૈયાસુનાઓને પ્રપંચમાં કેમ બાંધી રાખવાની યુક્તિઓ અજમાવવામાં આવી, હાલ એ યુક્તિઓ ધર્મને નામે પોષાતી થઇ રહી જેના ભોગે શુદ્ધી સંગઠન, ઇશાઅત, તબલીગ, બધરહુડાદિ પ્રકારની નોખી નોખી સંસ્થાઓ સ્થપાઈ, જેમાંથી મારો, કાપો ! એવા શબ્દોરૂપ પ્રેમનાં ઝરાનાં ઉફાળા નીકળી જગત નાશક શસ્ત્રોની છોળો ઉછળવા લાગી. પ્રેમને બદલે ક્રોધ ને ઈર્ષા પ્રકાશી આવ્યા.

મમતા, અને ક્રોધ **પીરસનાર** વિરાઓને પ્રેમ ઉપજાવનાર સત્પંથ ધર્મ કદી પણ વ્હાલો લાગે જ નહિ.

અત્રે સર્વ સુજ્ઞો સન્મુખ વિનંતિ કરી વિનવું છું કે જ્યાં સુધી ધર્મ કે કોમીવાદનો કલેશ આપણી વચમાં છે ત્યાં સુધી આપણે કોઈ પણ ઉપાયે શાન્તિ પ્રસરાવી શકનારજ નથી. જગતમાં શાન્તિ પ્રચારવા ઇચ્છનારા મહા પુરુષોએ જરૂર સત્પંથનો અભ્યાસ કરવો જ જોઇએ, એમાં ધાર્મિક કે કોમી પક્ષ વાદની જરા પણ ગંધ નથી. સત્પંથ પુર્ણ અભ્યાસે જગત સન્મુખ મુકેજ સંપ, શાન્તિ, સુલેહ, આનંદ સેહેજમાં પ્રચાર પામી જશે.

લી૦ આપનો,
**સત્પંથી ખાકી.**

# ✻ અનુક્રમણિકા ✻

ॐ





# સત્પંથના છાપેલ

## તૈયાર થયેલા અમારે ત્યાં મળતા પુસ્તકો

૧ સત્પંથી આજ્ઞાપત્ર.
૨ બુદ્ધા અવતાર.
૩ ભાભારામ સુબોધ.
૪ સત્ય પદ બોધિની.
૫ નાથા કાકાનો સંવાદ.
૬ સત્પંથી કર્મ પ્રયોગ.
૭ મોહોરના દર્શનનાં પાના
૮ શ્રી અમૃતવાણી.
૯ મૃગોદ્ધાર.
૧૦ સત્પંથીઓનાં કર્મ.
૧૧ મોક્ષ દ્વાર.
૧૨ સંત વાણી.
૧૩ कलितारक मंत्रम्
૧૪ સત્યનું શોધન.
૧૫ શ્રી ઈમામશાહ બાવાના પરછા.
૧૬ ભક્તની શોધ.
૧૭ શિક્ષાપત્રી.
૧૮ ઓશાણી.
૧૯ નારણ રામજીનું પ્રતિધ્વની.
૨૦ શ્રી સતપંથ પ્રકાશ અર્થાત દશાઅવતાર
૨૧ શ્રી યજ્ઞવીધી
૨૨ શ્રી સત્વવેણી
૨૩ શ્રી યોગવાણી
૨૪ શ્રી ચેતામણી
૨૫ શ્રી ચેતો રૂષીવરો ગુરૂ કહે
૨૬ શ્રી મનહરજ્ઞાન
૨૭ શ્રી નિષ્કળંકી નારાયણની ભાળ
૨૮ શ્રી હરિવંશનું શુદ્ધ દશ્ય

ॐ

# સત્પંથનું સ્વરૂપ

## ૧. ટેક, ૨ પ્રતિજ્ઞા, ૩ નિયમ

## ૧ સત્પંથીની ટેક

૧ સત્ય, ૨ પુરૂષાર્થ, ૩ પ્રેમ,
૪ સમાન ભાવ, ૫ ક્ષમા.

## ૨. સત્પંથીની પ્રતિજ્ઞા



(૧) સત્પંથનાં સર્વ નિયમોનું સેવન, (૨) બાળકોને સત્પંથી કેળવણી અપાવવી, (૩) અંધશ્રદ્ધાનો ત્યાગ કરવો.

# ૩. સતપંથના નિયમ

## ૧ શરીર શુદ્ધિ, ૨ હ્રદય શુદ્ધિ, ૩ વ્રત, ૪ ઉપાસના, ૫ ધ્યેય.

---

## ૧. શરીર શુદ્ધિ, અર્થે

લાઇ સુતક, એટલે રજસ્વલાથી મરણ પર્યંતના સ્નાનાદિ પ્રયોગો, શ્રી ઇમામ ગોરની આજ્ઞાનુકુળ ઉતરાવવા તથા પાળવા.

---

## ૨. હ્રદય શુદ્ધિ અર્થે

માદક, પદાર્થોનું ત્યાગ, (લસણ, ડુંગળી, હીંગ, તમાકુ, અફીણ, ગાંજો, ભાંગ, તાડી, ચડશ, માંસ, મદિરા, વ્યાજ ગળી આદિને સર્વ પ્રકારથી ત્યાગવા.) શ્રી ઈમામ ગોરના વચનોનું કુળ.



---

## ૩. વ્રત અર્થે

શુક્કરવારી બીજ અને દશાંશ શ્રી ઈમામ ગોરના વાકયાનુસાર પાળવી ને દેવી.

---

## ૪. ઉપાસના અર્થે

સંધ્યા ચાર વખત, પૂજાઘટપાટાદિની ક્રિયા શ્રી ઈમામ ગોરની વાણી અનુકુળ કરવી.

---

## ૫. ધ્યેય અર્થે

આજ પ્રચલીત સમયના ધ્યેય પુરૂષ શ્રીનીષ્કલંકી નારાયણ, તેજ પરમ નીરંજનનાં નુર (રૂપ) સમજી પૂરી રીતે શ્રી ઈમામ ગોરનાં વચનાનુકુળ માનવું.



---

ૐ

# શ્રી સદ્દગોરના શ્લોક

## [1]શ્રી સદ્દગોર બ્રહ્માવાચા સત્ય છે.

સદ્દ[2]ગોર કહેરે, [3]પિયુ પિયુ સબ્જુગ કરે,<br>
અને પિયુ ન પાવે કોએરે;<br>
મુખે જપંતા પિયુ ના મિલે,<br>
એ તો શિરકે સાટે હોએરે. ૧

સદ્દગોર કહેરે, શિરના સાટા તે કરે,<br>
જે [4]રેણી [5]જગાવે આપરે;<br>
જીવ લગાવે [6]જીકર શું,<br>
તો સાચા [7]સૃજન પાસરે. ૨

---

૧ સદ્દ–સાચાં, પવિત્ર. ૨ ગોર–ગુરૂ ૩ પિયુ–માલિક, પતિ, સ્વામી, પરમાત્મા. ૪ રેણી–રાત્રી. ૫ જગાવે–ભક્તિ કરે, સ્મરણ કર્યા કરે, ઉંઘે નહિ તે. ૬ જીકર–જાપ જપ્યાજ કરવો. ૭ સૃજન–પેદા કરનારા, સર્જનહાર.

સદ્દગોર કહેરે, પિયુ પિયુ જીવ જંત કરે,
અને પિયુ ન પાવે કોએરે;
જીભું જપંતા પિયુ જો મિલે,
તો બગજ હંસા હોયરે. ૩

સદ્દગોર કહેરે, [૮]બગ હંસાનો [૯]પઠંતરો,
અને દિશે તે એકજ રંગરે;
બગ ચરે [૧૦]મીન [૧૧]માનીયા,
હંસા ચરે રે [૧૨]રતન રે. ૪

સદ્દગોર કહેરે, કાચ રતનનો પઠંતરો,
અને [૧૩]કસતા તે પાઇએ[૧૪]ભાંતરે;
કાચ [૧૫]કમાયે તે [૧૬]વિષે ભર્યો,
ભાઈરત્ને [૧૭]અજવાળાં [૧૮]રાતરે. ૫

---

૮ બગા-બગલું, એક જાતનું પાણીનું પંખી. ૯ પઠંતરો-અંતરો, ભેદ, નોખાપણું. ૧૦ મીન-માછલાં, ૧૧ માની-યા-મનને ભાવતું, માનેલું, વ્હાલું. ૧૨-રતન-(રત્ન, હિરા માણેક મોતી વગેરે) ઝવેરાત. ૧૩ કસતાં-પરિક્ષા કરતાં, કસણી લેતાં, તપાસી જોતાં. ૧૪ ભાંત-ચિત્ર, રૂપ, મુળ, ગુણ, જાત. ૧૫, કમાયે-કમા+યે. કમા-સુંદર, રૂપાળો, યે-સંબોધીને એ.લાવરનો શબ્દ, પણ- ૧૬ વિષ-ઝેર. ૧૭ અજવાલં-પ્રકાશ, તેજ, રોશની. ૧૮ રાત-રાત્રી, સાંજ.

સદ્દગોર કહેરે, [1]સુગરા [2]નુગરાનો પડંતરો,
[3]સબ સુરત [4]એક [5]સમાનરે;
નુગરા તે [6]ચહાવે [7]દામકું,
અને સુગરા હરિકા નામરે. ૬

સદ્દગોર કહેરે, નામ લીધામાં [8]અંતરઘણો,
જે પ્રેમ શું પ્રિત નાં લાએરે;
ધુળ ઉપર જેમ લીપણા,
જેમ [9]ફુટા [10]માદલ બજાએરે. ૭

સદ્દગોર કહેરે [11]પ્રેમ ભક્તિ તેને હ્રદે વસે,
જે [12]અંતર [13]લેહ લગાએરે;
[14]સાસે ઉસાસુ જપીએ,

૧ સુગરા–ગુરૂવાલા,–જેણે ગુરૂ કર્યા છે તે. ૨ નુગરા–ગુરૂ વિનાના જેણે ગુરૂ નથી કર્યા તે. ૩ સબ–સર્વ. ૪ સુરત–રુપ, આકાર. મોઢા. ૫ સમાન–સરખા. ૬ ચહાવે–ઇચ્છે, ચાહના કરે તલબ કરે, પ્રેમ કરે, વ્હાલું ગણે. ૭ દામ–પૈસો, માયા, ધન, દોલત. ૮ અંતર–છેટાપણું, વેગળાપણું, દૂર, છેટે. ૯ ફૂટા–ફૂટેલ, ફાટી ગએલ. ૧૦ માદલ–ઢોલ, પખાવજ, મૃદંગ ૧૧ પ્રેમ–ઇશ્ક, વ્હાલ, સ્નેહ. ૧૨ અંતર–હ્રદયનો ગુહ્ય ભાગ. ૧૩ લેહ–લગ્ની, ધુન. એકતાર. ૧૪ સાસે ઉસાસે–સાસો (શ્વાસ) આવે છે ને જાય છે તે સાથે સાથે, શ્વાસના ચડવા ઉતરવા સાથે.

જેમ [૧૫]કાંને [૧૬]સુરત [૧૭]નવજાએરે. ૮

સદ્દગોર કહેરે, [૧૮]જિસ્મા [૧૯]ઈમામ [૨૦]પ્રગટયા
[૨૧]તિસથી [૨૨]ગફલત હોવે દુરરે;
ત્યાંહા [૨૩]અંધારા [૨૪]કયા કરે ?
જયાં સુજન કેરા [૨૫]નુરરે. ૯

સદ્દગોર કહેરે, નુરે તે [૨૬]મંદિર [૨૭]સમારિયા,
અને નુરે [૨૮]રચ્યો [૨૯]અસમાનરે;
નુર માંહેથી નુર પ્રગટયા,
તેનું સદ્દગોર [૩૦]બ્રહ્મા નામરે. ૧૦

---

૧૫ કાને–કોઈ પણ ઠેકાણે, કાન સુધી પણ. ૧૬ સુરત–સુર્તા ખ્યાલ, ધ્યાન. ૧૭ નવ–નહિ. ૧૮ જિસ્માં–જેમાં. ૧૯ ઈમાન–શ્રદ્ધા, વિશ્વાસ, ભરોસો, ભાવ, આસ્થા. પ્રગટયા–ઉપજ્યો, પ્રગટ થયો, જાહેર થયો, નીકલ્યો. ૨૧ તિસ્થી–તેનાથી. ૨૨ ગફલત–ભુલ, આળશ, પ્રમાદ. ૨૩ અંધારા–અજ્ઞાનપણું, અંધારૂં, મુઢ વૃત્તિ. ૨૪ કયા કરે–શું કરે! ૨૫ નુર–પ્રકાશ, તેજ, અંશ. ૨૬ મંદિર–દેવળ, ઘર. ૨૭ સમારિયા–શોભાવ્યા, શણગાર્યાં. ૨૮ રચ્યો–બનાવ્યો ૨૯ આસમાન–આકાશ, નભ, સપ્તભોવન, ૩૦ બ્રહ્મા–નિર્વિકાર, પવિત્ર, પરમાત્મા, સતોગુણના પ્રધાન પુરૂષ.

સદ્દગોર કહેરે, નવ*લખ [૧]બાતાં [૨]ભાંખીયા,
એ તો [૩]નબી અને [૪]રેહમાનરે;
[૫]ત્રી [૬]ગુજરી અને ત્રી [૭]ફારસી,
ત્રણમાં લખીયા [૮]કુરાનરે. ૧૧

સદ્દગોર કહેરે, અમે આવ્યા [૯]એહ લોકથી,
[૧૦]દશે અસમાન જોએરે;
[૧૧]રંગ[૧૨]ભોગ[૧૩]પદ્રીએ બહુરમે,
પણ [૧૪]ઇશ્ક થોડામાં હોએરે. ૧૨

સદ્દગોર કહેરે. [૧૫]ભાગ્ય [૧૬]વડા તે લોકના,
જેણે કીધા[૧૭]તપ[૧૮] તિર્થ[૧૯]વ્રત[૨૦]દાનરે;

*લખ-લક્ષ-ધ્યાન,લાખ.૧બાતાં-વાતો.૨ભાખીયા-બોલ્યા,કહીયું.૩ નબી-(નબી મહમંદ) જેને પરમાત્મા પોતાની એધાની(શિક્કો)કરી સંસારમાં બોધ દેવા મોકલે છે, તેવો નબુવતવાલો, પેગમ્બર, સાચો ઉપદેશક, પરમાત્માને ઓળખાવનાર ૪ રહેમાન-દયાળુ, પરમાત્મા. ૫ત્રી-તરણ ૬ ગુજરી-વીતેલી, ભુતકાલની. ગુજ, । હિન્દી, સંસ્કૃત વેદ લગતી. તમામ ભાષા. ) ૭ ફારસી-ભેદયુક્ત (પારસી-ઇરાની, ઇંગ્રેજી, તુરાની, ઇબ્રાની, સુરિયાની આદિ ભાષાઓ ) ૮ કુરાન-આકાશવાણીનું ઇસ્લામી પવિત્ર શાસ્ત્ર, ( અરબી ભાષાના-સમયાનુકુળ, વર્તમાનકાળના પુસ્તકનું નામ.) ૯ એહલોક-એ લોક, અખંડ ધામ, પરલોક. ૧૦ દશે અસમાન-દશે ભોવનની સૃષ્ટિ, વસ્તી. ૧૧ રંગ-રસ, મગ્ન, રમુજ, આનંદ, રાગ. ૧૨ ભોગ-ભોગવે, આનંદ આપે તે, ભોગ વિલાસ, ઉપભોગ, ૧૩ પદ્રી-મરતબો, અધિકાર, હોદ્દો, ૧૩ ઇશ્ક-પ્રેમ. ૧૫ ભાગ્ય, નસીબ, કિસ્મત, દૈવ ૧૬ વડા-મોટા. ૧૭ તપ-દેહદમન, દેહને કષ્ટ દેવું, સંયમ. ૧૮-તિર્થ-યાત્રાનાં સ્થાનો. ૧૯ વ્રત-શાસ્ત્રે નક્કી કરેલ કર્મ, શાસ્ત્રોકતનિયમો, નીમ. ૨૦ દાન-ધર્મબુદ્ધિએ આપવું તે, પરમાર્થે દઈ દેવું તે.

સ્વર્ગ[21] [22]ભોગવી તે ઉતર્યાં,
જેણે ન જાણ્યા[23] નારાયણ નામરે ૧૩
સદ્દગોર કહેરે, [24]ભ્રમણાએ [25]જગ[26] વહી રહ્યા.
અને [27]ભટકતાં [28]ભુલાએરે;
જેને [29]નુર સદ્દગોર ના [30]ભેટીયા
તે કેમ કરી [31]અમ્મર થાએરે? ૧૪
સદ્દગોર કહેરે, સોના રૂપા માંહે સાચ હે,
અને દીજે[32]અગન કેરી[33]કસરે;
[34]બાજ [35]રસાયેણ [36]ગાલીયે,
તો કેમ કરી હોવે [37]રસરે? ૧૫

---

૨૧ સ્વર્ગ—સુખ ભોગવવાનું સ્થાન. જ્યાં મુવા પછી શાસ્ત્રો જવાનું કહે છે તે જગ્યા. ૨૨ ભોગવી—માણી, વાપરી, ઉપભોગ કરી. ૨૩ નારાયણ—સૃષ્ટિના કર્તા આદિ પુરૂષ, જેનું શયન પથારી ઠામ પાણી ઉપર હતું. ૨૪ ભ્રમણા—કલ્પના, ભુલવણી, ઠગબાજી, ઘેલછા. ૨૫ જગ—જગત, સંસાર. ૨૬ વહી રહ્યો—હેંડયા કરે, ચાલ્યા કરે, ચાલ ચાલ કરે જ જાએ. ૨૭ ભટકતો—રઝલતો, ભમતો, રખડતો, વગર ખપનો ચાલ ચાલ કરતો. ૨૮ ભુલાએ-ભુલી જવાએ, વીસરી જાએ, મૂકી દેવાએ. ૨૯ નુર સદ્દગોર—(નુર+સદ્દગોર નુર—પ્રકાશ, સદ્દ-પવિત્ર, ગોર—ગુરૂ) બ્રહ્માજીની કળા (પ્રકાશ) વાલોગુરૂ, પ્રકાશ (અજવાળું) પાડે તેવો ગુરૂ. બ્રહ્માજીનો અંસા અવતાર, ખાસ બ્રહ્મા અવતાર. ખાસ નુરમાંથી ઉપજેલા. ૩૦ ભેટીયા—મલ્યા. ૩૧ અમ્મર--અજર, અક્ષયપદ, જ્યાં મરવાનું નથી, ૩૨ અગન—અગ્નિ તાપ. ૩૩ કસ—કસણી, તાપ. ૩૪ બાજ—વગર, વિના. ૩૫ રસાયણ—રસ કરનાર, ખાર. ૩૬ ગાલીયે-ઓગાળીએ, રસ કરીએ. ૩૭ રસ—પાણી જેવું, પાતળુ, પ્રવાહી.

સદ્દગોર કહે રે, ગુરૂ કે શિર [1]ગાંઠડી,
અને સેવકકે શિર [2]ભારરે;
[3]લોહાજે નાવું બેશીએ ?
તો કેમ ઉતરીયે પારરે ? ૧૬

સદ્દગોર કહેરે, ગુરૂ [4]અંધા તેના ચેલા [5]નર અંધા,
અને દોએનાં જાણે [6]જોતરે;
[7]આપ મુરાદીને [8]મન હઠી,
તે તો મુએ ન પામે મોક્ષરે. ૧૭

સદ્દગોર કહેરે, [9]જુઠા મરણા સબ જુગ મરે,
અને સાચા ન મરે કોએરે;

---

૧ ગાંઠડી-ભારી, ગાંસડી, બચકી, પોટલી ૨ ભાર-બોજો, વચન. ૩ લોહાની-લોખંડની. ૪ ગુરૂ અંધા-અનુભવ વિનાનો અજ્ઞાની ગુરૂ, જ્ઞાનચક્ષુ વિનાનો. ૫ નરઅંધ-મહાન અંધ, જેને કોઈ પણ વાતની સૂજ કે ગતાગમ ન પડે તેવો. ૬ જોત-પ્રકાશ, અજવાળું, સત્યપરાયણપણું, સત્યતા. ૭ આપ મુરાદી-પોતાની હઠ કરનાર, પોતાની મનની ઈચ્છા (મુરાદોમાં) રચ્યોપચ્યો રહેનાર. ૮ મન હઠી -મનની હઠ ન મૂકે તે, મમતાને વળગી રહેનાર, સત્ય ન સૂજે તેવા. ૯ જૂઠા મરણ-રોગ, દુખ ભોગવી હાય, હાય, ને વાય, વાય, દુઃખ, દુઃખ, કરતો, વૈદ્ય ડાક્તર શોધતો મરે તે.

[10]ગુરૂ જ્ઞાન વેધ્યા જે મરે,
તેને ફરી મરણ નાં હોએરે. ૧૮

સદ્દગોર કહેરે, [11]સંસારસાગર [12]મોહજાળ છે,
અને શિર પર ભરીયેલ ભારરે;
જો સત્યકી નાવે બેશીએ,
તો સદ્દગોર ઉતારે પારરે. ૧૯

સદ્દગોર કહેરે, નાવ કીજે હરીના નામની,
અને તે સાચા તે ભરીએ ભારરે;
પવન ચાલે જો પ્રેમકા,
તો સદ્દગોર ઉતારે પારરે. ૨૦

---

૧૦ ગુરૂજ્ઞાને વેધ્યા–ગુરૂના જ્ઞાનને આધીન રહી ધર્મ પાળવો, જે કાંઇ આવરણ આવે તેને સહન કરી આજ્ઞા પાળવી તે, સર્વ સંકટો આજ્ઞા પાળતા સેહવા, ગુરૂના જ્ઞાને વિંધાઇ જવું, ઘાયલ થઇ જવું. ૧૧ સંસાર સાગર–જગત, દુનિયાના કુથાનો પાર ન આવે તેવો માયાની પ્રપંચ જાળનો દરિયો, માયાનો સમુદ્ર. ૧૨ મોહજાલ–ભ્રાંતીના પાસા, અજ્ઞાનમાં પચાવી રાખનાર ફંદો, ભ્રાંતીનાં સાધનોમાં પડયા રહેવું ૧૩ નાવ–જહાજ, વહાણ, મછવો નાવડું.

સદ્દગોર કહેરે [૧]ભોળાવે જીવ તું ભૂલિયો,
[૨]સદ્દગોર [૩]દુજા મત્ત જાણરે;
[૪]જીવ [૫]પિણ્ડનાં છે ધણી,
[૬]જેણે [૭]નિપાઈ ચારે ખાણરે. ૨૧

સદ્દગોર કહેરે, ચારે ખાણે જીવ તું આવીયો,
અને [૮]ભમ્યો તે બહુ અપારરે;
[૯]પૂરવ પુણ્ય તે પોતા તણા,
જે પામ્યો મનુષ્ય [૧૦]અવતારરે. ૨૨

---

૧ ભોળાવે-ભુલવણીએ, ગફલતે. ૨ દુજા-બીજા. ૩ મત્ત-નહિ, ૪ જીવ-પ્રાણ. પંચતત્ત્વના એક સમુહની વિશેષ શક્તિ, પ્રાણ. વાયુ, જેથી શરીર ગતીવાન છે તે, આત્મા. ૫ પિણ્ડ-શરીર, ખોળીયું પંચતત્ત્વનો બનેલો દેહ. ૬ નિપાઈ-પેદા કરી, બનાવી, સૃજાવી, ઉતપન્ન કરી. ૭ ચારે ખાણ-જીવની લક્ષચોર્યાસીની ગતીનાં મુખ્ય ચાર ભાગ; તે સ્વેત, ઉદ્દ્ભીજ, ઇંડજ, જરા, ૮ ભમ્યો-ફર્યાં કર્યો, ભટકયો. ૯ પૂરવ પુણ્ય-પૂર્વ+પુણ્ય પૂર્વ-પાછળનું-પૂણ્ય-શુભ, ધર્મ, સદ્દગુણ, ઉત્તમકર્મ, ધર્મના કામ પૂર્વ જન્મમાં કરેલા ઉત્તમ કર્મ. ૧૦ અવતાર-નીચે આવવું, અવતરવું, જન્મ ધારણ કરવો.

સદ્દગોર કહેરે, મનુષ્યદેહ પામ્યોતો ૧૧કયાભયા?
અને ના જાણ્યા ૧૨મુક્તિના ૧૩ભેદરે;
૧૪માણુક મોટા તો કયા ભયા?
જેને ૧૫અંતર ન પડીયા ૧૬છેદરે. ૨૩

સદ્દગોર કહેરે, મનુષ્ય દેહી તો ૧૭દુર્લભ છે,
તે તો નહિ આવે વારો વારરે;
૧૮પાત્ર ૧૯પીછાણી ૨૦પરિબ્રહ્મ ૨૧પૂજીએ,
તો ૨૧કુળનો હોયે ૨૨નિસ્તારરે. ૨૪

સદ્દગોર કહેરે, ૨૩કાળ ૨૪સિચાણો તારે શિર ભમે,
અને મત કાંઈ બાંધો ૨૫આશરે;
દમે દમે દરીને જપીએ,
જેમ ૨૬રવી ઉગે પ્રકાશરે. ૨૫

---

૧૧ કયા ભયા—શું થયું? ૧૨ મુક્તિ-મોક્ષ, જન્મ મરણથી છૂટી જવું તે. ૧૩ ભેદ-ગુઢાર્થ, તત્ત્વજ્ઞાન, મર્મ. ૧૪ માણુક-રાતા રંગનું ઝવેરાત, રાતું મણી, બહુ મુલ્યવાન લાલ પથ્થર. ૧૫ અંતર-વચમાં, હૃદયમાં ૧૬ છેદ-કાણું, વીંધ. ૧૭ દુર્લભ-દુ:ખે મળે તેવું, બહુ મોંઘું, મુશ્કેલ, આકરૂં. ૧૮ પાત્ર-લાયક, પવિત્ર, બ્રહ્મરૂપ. ૧૯ પીછાણી-ઓળખી. ૨૦ પરિબ્રહ્મ-પુરણ બ્રહ્મ, પરમાત્મા, જ્ઞાનબ્રહ્મથી પણ પર. ૨૧ પૂજીએ-સેવીએ, અધિન થઈએ. ૨૧ કુળ-વંશ, કુટુંબ ૨૨ નિસ્તાર-ઉદ્ધાર, પાર પડવું. મોક્ષ થવો, ૨૩ કાળ-મૃત્યુ, જમ, ૨૪ સિચાણો-શકરો બાજ, ૨૫ રવી-સૂર્ય.

સદ્દગોર કહેરે, [1]રવી ઉગે અજવાળા ભયા,
અને રેણી તે હોવે દૂર રે;
નવે ખંડ માંહે [2]દેવ પ્રકાશીયા,
જેમ [3]પ્રભાતે ઉગ્યા [4]સૂરરે. ૨૬

સદ્દગોર કહેરે, રવી ઉગ્યાને સર્વે [5]દિન કહે,
અને રેણી ના કહેવે કોય રે;
એમ સદ્દગોરથી જીવને મોક્ષ છે,
[6]અવરેથી મોક્ષ ન હોય રે. ૨૭

સદ્દગોર કહેરે, અમે આવ્યા [7]સ્વર્ગથી,
અને લાવ્યા મુક્તિનો [9]ભવરે;
જેને [10]નુર સદ્દગોર [11]ભેટીયા,

---

રવી–સૂર્ય, ૨ દેવ-(દિવ–પ્રકાશવું) વિશ્વેસ, (વિશ્વનો ઈશ), પરમેશ, અમ્મર પ્રાણી સ્વર્ગમાં રહે છે તે, સૂર્યદેવ. ૩ પ્રભાતે–સવારે, ૪ સૂર–સૂર્ય. ૫ દિન–દહાડો, દિવસ, ૬ અવર–બીજો, અન્ય. ૭ સ્વર્ગ–સ્વર–આકાશ) દેવોનું ધામ, સુખનું ધામ, દિવ્યલોક, પુણ્યલોક, ૮ મુક્તિ–છુટકારો, સંસાર બંધન–પાપથી છૂટયા પછી જે ઈશ્વર પ્રાપ્તી તે. ૯ ભેવ–ભેદ, મર્મ. ૧૦ નુર સદગોર-(નુર–સદ્–ગોર, નુર–પ્રકાશ, તેજ, અંશ,–સદ્–ઉત્તમ, સાચા –ગોર–ગુરૂ–ગુરૂ.) પ્રકાશિત સાચા ગુરૂ, બ્રહ્મનું તેજ, જગતને પ્રકાશિત રસ્તે લઈ જનાર ગુરૂ, પરમાત્માને દેખાડનાર ગુરૂ, મુલ તેજમાંથી ઉપજેલા ગુરૂ. ૧૧ ભેટીયા–મલ્યા, પ્રાપ્ત થયા.

તે [૧૨]અમ્મર હૂવા [૧૩]તતખેવરે. ૨૮

સદ્દગોર કહેરે, [૧૪]પ્રત્યક્ષ જુઓને પારખું,<br>
જો સાચે મને [૧૫]પત આયેરે;<br>
[૧૬]લોહા [૧૭]પારસ જો મિલે,<br>
તો પલમાં [૧૮]કંચન થાયરે. ૨૯

સદ્દગોર કહેરે, [૧૯]ઇયળ [૨૦]ભમરીનો [૨૧]પડંતરો,<br>
અને લેઈ [૨૨]મંદિરમાં જાએ રે;<br>
ભમરિ [૨૩]ચટકો ઇએળ [૨૪]સહે,<br>
તો [૨૫]આપ [૨૬]સમાણી થાએરે. ૩૦

---

૧૨ અમ્મર–અવિચલ પદ, મરે નહિ તે, જેનો નાશ નથી, અક્ષર અખંડ. ૧૩ તતખેવ–તુરત, તેજ વખત, તાબડતોબ. ૧૪ પ્રત્યક્ષ–પગટ, નજર આગળ, રૂબરૂ હાજરીમાં. ૧૧ પત–પતીજ, વિશ્વાસ, ભરૂસો, ખાતરી. ૧૬ લોહા–લોખંડ લોઢૂં. ૧૭ પારસ–મણિ, જો લોઢાને અડકે તો સોનું થઇ જાય તે. ૧૯ કંચન–ચોખ્ખુ સોનું. ૧૯ ઇયેલ–કીડો. ધાનમાં વનસ્પતીમાં થાય છે તે. ૨૦ ભમરી–પાંખવાળા ઘણા રંગનાં ઝેરી જાતના જીવડા. ૨૧ પડંતરો–નમુનો, ભેદ, જુદાઈ ૨૨ મંદિર–દર, ઘર, ધામ. ૨૩ ચટકો–ડંખ, ટચકો, ઘા, બટકું ભરવું તે. ૨૪ સહે–સહન કરે, વેઠે. ૨૬–આપ–પોતે, ભમરી, ખુદ, ૨૬ સમાણી–જેવી, સરખી, બરોબર.

સદ્દગોર કહેરે, [૧]ગંગા તે આવ્યા સ્વર્ગથી
અને લાગ્યા તે [૨]વિષ્ણુને [૩]ચરણેરે;
અનેક નદિયું આવી મળે,
સર્વે તે હોવે ગંગ [૪]વર્ણરે. ૩૧

સદ્દગોર કહેરે, ગંગા તે [૫]તીરથ બહુ ફળે,
એ તિર્થે તે [૬]સદ્દગોર પીરરે;
એ [૭]પ્રભા થકી અલગા રહ્યા,
તે કાવે નદિયું કેરા નીરરે. ૩૨

સદ્દગોર કહેરે, [૮]ભુત ભક્તિ સબ[૧૦]જુગ કરે,
તે તો પડીયા [૧૧]મોટે ફેર રે;

---

૧ ગંગા-ગંગા નદી. વિષ્ણુનાં ચરણને પરસેલ પાણીવાલી નદી. ૨ વિષ્ણુ-પાલનકારી શક્તિ, સત્વગુણનુ સ્વરૂપ, સર્વવ્યાપક, પરમેશ્વર. ૩ ચરણ-પગ, ટાંટિયા. ૪ વર્ણ-જાત, નાત, રંગ. ૫ તીરથ-પૂણ્યક્ષેત્ર પવિત્ર જગ્યા, ધર્મક્ષેત્ર, પુણ્ય ભુમિ, પવિત્ર પુરૂષોનું સ્થાન ૬ સદ્દગોરપીર-સત્ય બોધ આપનાર પીર. ૭ પ્રભા-વેહેન, પાણીનો વેગ. ૮ ભૂતકાલની લીલાની, પંચ-ભૂતોની, પીશાચ, ભૂતયોની પામેલ. ૯ ભક્તિ-ભજન, જાપ, માળા, ઈબાદત, સેવા. ૧૦ જુગ-સંસાર, સર્વલોક. ૧૧ મોટે ફેર-આવાગવન, લક્ષચોરાસી.

૧૨જંગલે જીવ ૧૩અન્નતવશે,
તેને કોણુ ૧૪બતાવે ૧૫સેરરે. ૩૩

સદ્ગોર કહેરે, જંગલે ૧૬જીવ૧૭ભુલો પડ્યો,
તે ૧૮કિસકુ પૂંછે ૧૯રાહરે ?
એ મહા વનમાં માણસ મળે,
તો તેતો ૨૦ઠેકાણા ૨૧બતાએરે. ૩૪

સદ્ગોર કહેરે, સંસાર૨૨સુનો જીુગ૨૩અંધો,
અને ૨૪સુને સુન પૂજાએરે;
જો ૨૫પાવૈયાને ૨૬પાનો ચડે,
તો તે જીવ અમ્મર થાએરે. ૩૫

---

૧૨ જંગલ–વનવગડો, મહાવન. ૧૩ અનંત–ગણી ન શકાયા તેવા, ઘણા. ૧૪ બતાવે–દેખાડે. ૧૫ સેર–મારગ, રસ્તો, પગથી પડેલ કેડો. ૧૬ જીવ–માણસ. ૧૭ ભૂલો પડે–વીસરી જાએ, રસ્તો ભૂલે, વાટ મૂકી દે. ૧૮ કિસકુ–કોને. ૧૯ રાહ–રસ્તો, માર્ગ. ૨૦ ઠેકાણા–સ્થાન, જગ્યો, ઠેકાણું ૨૧ બતાએ–દેખાડે. ભાળવે. ૨૨ સુનો–ગફલત વાલો, ભૂલકણો, ભુલી જાએ તેવો, યાદ ના રાખે તે. ૨૩ અંધો–આંધળો. ૨૪ સુનેસુન– ઉજડ, ખાલી, દૈવત વિનાનું. વસ્તિવિનાનું. ૨૫ પાવૈયા–હીજડો, બાયલો, ખદ્દડો. ૨૬ પાનો ચડે–ધાવણ આવે, દૂધ ચડે, છાતીમાં દૂધનું ઉભરાવું. દૂધનો ઉછાળો આવવો, જોશ મારવું.

સદ્દગોર કહેરે, સાચા જુઠાનાં પારખાં,
અને પરખો તે પરખણુ હારરે;
[1]મોતી જે ભાગ્યું [2]વીંધતાં,
તેનુ [3]મુલ નહિ ને [4]પાડરે. ૩૬

સદ્દગોર કહેરે, સાચાને શિર ચડાવીએ,
અને કહિયે તે અંતરની વાતરે;
જુઠાને કોએ પૂંછે નહિ,
જેને ન [5]જડી શાહકી [6]ધાતરે. ૩૭

સદ્દગોર કહેરે, જુઠાને જગપત્ લાવશે,
અને સાચકું મારે લાતરે;

---

૧ મોતી–મુક્તા છીપમાંથી દરિયામાં પાકતું મણી, કીંમતી પદાર્થ. ૨ વીંધતાં–કાણું પડતાં, સાર કરતાં. ૩ મુલ–કીમત. ૪ પાડ–ઉપકાર, બદલો, અવેજ, અહેસાન. વળતર. ૫ શાહ–સરદાર, બાદશાહ, હાકમ, માલીક, વિષ્ણુનો અવતાર મનુષ્યરૂપે હોએ તે, ઈમામ ૬ ધાત–ગુહ્યતાની ચોખવટ, ભેદી વાતની કુંચી, ગણવાની સેહલી રીત, યાદી.

પણ જુઠે જુઠા જો આવી મિલે,
ત્યાં બોલે તે [7]પાંચને સાતરે. ૩૮

સદ્ગોર કહેરે, [8]સભા [9]સોહાતું સર્વે બોલે,
કોઈ બોલે ન સત્ય ધર્મરે;
આપ વખાણે પર નિંદા કરે,
ભાઈ તે શિર બેશે [10]કરમરે. ૩૯

સદ્ગોર કહેરે, કરમ તે સર્વે ઉતરે,
ના ઉતરે પર નિંદા ને [11]આળરે;
[12]પર ગવન ના ઉતરે,
ના ઉતરે આપ હત્યાને [13]આલરે. ૪૦

---

૭ પાંચ ને સાત–ભળતું નહિ તેવું, પાંચ પછી છો હોય, પણ તે પાંચ પછી સાત ગણે તેવું, (પંચ પછી છો, તે ભેગા બનાવટી છો ઉમેરી બારની સંખ્યા. પુરી કરવી તે.) બારે વાટ, બારે ઘાટ. ૮ સભા–મંડળ, ઘણા જનોનું (વિદ્વાનોનું) એક જગ્યાએ ભેગા થવું તે. ૯ સોહાતું–ગમે તેવું, અનુકુળ. ૧૦ કર્મ–દોષ, પાપ. ૧૧ આળ–તોહોમત બટ્ટો, બોહતાન, વગર કારણે દોષ બોલવો. ૧૨ પરગવન–જાર કર્મ, છીનાળું, વ્યભિચાર. (પર પુરૂષ, કે પરસ્ત્રીગમન) ૧૩ બાલ નાનું છોકરૂં, અસમજ બાલક, બાલહત્યા, પાતક–ભ્રભછાન.

સદ્દગોર કહેરે, પાંચ ૧હત્યા તો પાપીણી,
જે શીર બેશારે લાએરે;
તે નિત્ય નિત્ય જઈ ૨ગતૂમાં મલે,
તોએ તે જીવ ૩પાવન ન થાએરે. ૪૧

સદ્દગોર કહેરે, ૪તપ ૫તિર્થ, ૬વ્રત ૭યજ્ઞ કરે,
અને દેવે બહુ ૮ભૂમીના દાનરે;
તોએ કર્મ ન એવા ઉતરે,
જો કરે ગંગાનું સ્નાનરે. ૪૨

સદ્દગોર કહેરે, પાંચ હત્યા તે ૯પરલોકથી,
અને લખી જો હોએ ૧૦લેલાટરે;

---

૧ હત્યા-હણ્યાનો પાપ, માર્યાનો દોષ. ૨ ગત-ભક્તિ કરવા મળેલ મનુષ્યોનું ટોળું, સભા, ભક્તોનો સંઘ. ૩ પાવન-પવિત્ર. નિર્દોષ. ૪ તપ--ઇન્દ્રિયોને દમવી.-રોકવી. ૫ તિર્થ-યાત્રાઓનાં ધામ, પવિત્ર પુરૂષોના રહેવાના સ્થાન. ૬ વ્રત અપવાસ, ધાર્મિક નિયમો, દાનાદિ. ૭ યજ્ઞ-પાણી કે અગ્નિના કુંડમાં (વેદીમાં) હોમ કરવો, હવન કરવા માંડેલ વિધિનો મેળો. ૮ ભૂમી-પૃથ્વી, જમીન. ૯ પરલોક-દેવલોક, બ્રહ્મલોક, વિષ્ણુલોક, પિતૃલોકાદિ. ૧૦ લેલાટ-કપાલ, નસીબ, ભાગ્ય.

૧૧ફાટે પણ એ ૧૨ફીટે નહિ,<br>
એ તો ભોગવી છુટાએરે. ૪૩

સદ્દગોર કહેરે, ૧૩અધોગતિએ જીવ અવતર્યો,<br>
અને પડિયો તે ૧૪ચારે ખાણરે;<br>
૧૫અધુરેથી જો ૧૬ઇંડ ૧૭ગળે,<br>
તે ઉગ્યા શું જાણે ૧૮ભાણરે. ૪૪

સદ્દગોર કહેરે, જન્મ અંધો તે જીવ રહ્યો,<br>
તેની ૧૯જોત ગઇ ૨૦બીશારરે;<br>
૨૧પાપી૨૨પરીબ્રહ્મ૨૩પેખે નહિ,<br>
તે શું જાણે ૨૪શરણાશ્રણયરે ? ૪૫

---

૧૧ ફાટે-ફૂટે, ઓછો થાએ, છોલાય, ઘટે. ૧૨ ફીટે-નાસ થાએ, જતા રહે. ૧૩ અધોગતિ-(અધઃ- ગતિ, અધઃ-નીચે÷ ગતિ-જવું, વહન.) દુર્ગતિ, નરકવાસ, ભૂતયોની- ૧૪ ચારે ખાણ-સ્વેદજ, અંડજ, ઉદ્દભીજ, જરાયુજ, એ ચાર ખાણ, લક્ષ ચોરાસીના ચાર ભાગ. ૧૫ અધુરેથી-અધવચમાંથી, અડધેથી, પૂરે દિવસે નહિ તે. ૧૬ ઇંડ-ગર્ભનું બંધારણ, ગોળ-ગોળો. ૧૭ ગળે-પીગળે, પડે ઉતરે, અવતરે. ૧૮ ભાણ-સૂર્ય. ૧૯ જોત-તેજ, અજવાળું, પ્રકાશ, નજર, દ્રષ્ટી ૨૦ બીશાર-વીસરી જવું ભુલી જવું, જતી રહેવી. ૨૧ પાપી-પાપનો કરનાર. દોષી. ૨૨ પરિબ્રહ્મ-પરબ્રહ્મ, જ્ઞાનબ્રહ્મથી પણ પર, જગદિશ્વર, પરમેશ્વર. ૨૩ પેખે-દેખે, નીહાળે, જૂએ. ૨૪ શરણ શ્રણ્ય-જેનો કોઈ આધાર નથી તેનો આધાર, નિરાધારનો બેલી, દયાળુ.

સદ્દગોર કહેરે, [૧]સહસ્ત્ર પચાસા તેં ભોગવ્યા,
અને પામ્યા તે મનુષ્યા દેહરે;
સત્ય વાત નહિ તેને [૨]શીર લગી,
જેમ [૩]ઉનાળે ઉઠયા મેઘરે. ૪૬

સદ્દગોર કહેરે, [૪]નગરે [૫]નીર [૬]ખલખલ્યા,
જઇ [૭]ભળિયા [૮]જમના ગંગરે;
પાપી પાવન એણી પેરે થાએ,
જો માંડે [૯]હરિશું રંગરે. ૪૭

સદ્દગોર કહેરે, રંગ રે જેસા [૧૦]પતંગકા,
અને [૧૧]તેસા [૧૨]દુનિયાકા રંગરે;

---

૧ સહસ્ત્ર પચાશા–પચાસહજાર વરસનો એક ફેરો તેવા ઘણા. ૨ શિરલગી–માથા સુધી. ધ્યાનમાં ઉતરવી, ધ્યાનમાંએ નહિ, માથા સાટે પણ નહિ. ૩ ઉનાળે ઉઠયા મેહ–વિપ્રીત, અવળું, નુકશાની ઉપજવી, બગડવાકાળ. ૪ નગર–શહેર, ગામ, ૫ નીર–પાણી, જલ. ૬ ખલખલ્ય–છોલો મારતા રહ્યા. ૭ ભળિયા–મળ્યા, ભેગા થયા, એક થયા. ૮ જમનાં ગંગ–પવિત્ર મોટી નદીયો નામ. ૯ હરિશું-રંગ–ભક્તિ, હરિથી હેત, માયાનો રંગ તજવો. ૧૦ પતંગકા–પતંગિયાનો જરા વારમાં ઉડી જનાર. ૧૧ તેસા–તેવા. ૧૨ દુનિયા–જગત, સંસાર, માયા.

૧૩કમલ રંગ ૧૪ભેદે નહિ,
તેને સર્વ દીશે ૧૫કઢંગરે. ૪૮

સદ્દગોર કહેરે, ૧૬બાના તે પહેરે ૧૭બાપડે,
અને જુગ ૧૮દીખાવે ૧૯મંતરે;
ખાએપીએપિંડ૨૦પોષે આપણું,
પણ ન કરે જીવ ૨૧નિશ્ચિંતરે. ૪૯

સદ્દગોર કહેરે, સત્યકા બાના પહેરીએ,
અને ૨૨અંતર ૨૩લેહે લગાએરે,
સાંસ ઉસાસે ૨૪આરાધિએ,
જેમ ૨૫કાને સુરત નાં જાએરે. ૫૦

---

૧૩ કમલ–હૃદયકમલ,નાભીકમલ, ફૂલની જાતો માંહેથી એક જાતનું નામ. ૧૪ ભેદે–છેદે, ઉતરી પડે, વળગી જાય; સોંસરૂં આરપાર નીકલે. ૧૫ આલ–આલ પંપાલ, મિથ્યા, ખોટું. ૧૬ બાના–ભેખ, વેશ, એંધાણી. ૧૭ બાપડે–ગરિબ, બિચારા. બાપડા. ૧૮ દિખાવે–જોવરાવે, દેખાડે. ૧૯ મંત–મહંત, આચાર્ય, મિત્ર, સાધુ. ૨૦ પોષે–સીંચે, પાલે, સાચવે. ૨૧ નિશ્ચિત–ચિંતારહીત, ફીકર વિનાનો, અલમસ્ત. ૨૨ અંતર–હૃદયમાં. ૨૩ લેહ–એકાગ્રતા, એક સુરતાએ, એકાતાર. ૨૪ આરાધિએ–જપીએ, ભજીએ, આરાધીએ. ૨૫ કાને સુરત નવ જાએ–સુરતાને કાને શું શબ્દ પડે છે, તેનું પણ ભાન રહે નહિ. (આગલ પાછલ શું થાએ છે. તેટલું પણ તેની જાણમાં ના આવે.)

સદ્ગોર કહેરે, [1]આપ સમારો [2]સાચશું,
અને સત્યકા કરો [3]શણગારરે;
[4]ન્યણે [5]કાજલ [6]સારો [7]નેહકા,
[8]પિયુ [9]કરો [10]ગલેકા [11]હારરે. ૫૧

સદ્ગોર કહેરે, [12]શુરા હોકર શિર દેવે,
અને [13]દહે [14]સામાકું [15]ઘાએરે;
[16]જીવ ના રાખે આપણા,
પછે [17]મૂએ [18]નિવેડા થાએરે. ૫૨

સદ્ગોર કહેરે, મૂઆ સો જેના મન મૂઆ,
અને [19]ધરતી સમાણા આપરે;

---

૧ આપ–પોતાને, આત્મા. સમારો–સણગારો. ૩ સણગાર–શુશોભિત, શોભાયમાન, શોભાવાળું, વસ્ત્ર, ઘરેણાદિ, પહેરવા તે. ૪ ન્સુણે–આંખે. ૫ કાજલ–મેશ, આંખમાં આંજવાનું અંજન. ૬ સારો–આંઝો, નાંખો ૭ નેહ–પ્રેમ, હેત. ૮ પિયુ–સ્વામી, માલીક, પરમાત્મા. ૯ કરો–બનાવો. ૧૦ ગલેકા–કોટનો. ૧૧ હાર–હાયડો, માળા. ૧૨ શૂરા–હિમ્મતવાન, નિર્ભય. ૧૩ દેહ–દેવે. ૧૪ સામાકું–પ્રતિપક્ષીને, સામાવાલાને, શત્રુને. ૧૫ ઘાએ–ઝાટકો, ઘાત, જખમ, ચોટ. ૧૬ જીવનાં રાખે આપણા–મરણનો ભય ન હોય, મરવાની પણ જેને ચિંતા નથી. ૧૭ મૂએ–મરણ પછી, મૃત્યુ બાદ. ૧૮ નિવેડો–ફેંસલો, ખુલાસો, ચોખવટ, છેવટ. ૧૯ ધરતી સમાણા–પૃથ્વિ જેવો સહન કરનાર.

આ પાંચે તત્વકા પૂતલા,<br>
તો જપે [20]અજંપા જાપરે. ૫૩

સદ્ગોર કહેરે, જુગ સારા [21]નિર્ધન[22]ભયા,<br>
[23]ધનવંતા નાં દેખું કોએરે;<br>
ધનવંતા નર તે આંખીએ,<br>
જેની પ્રીત પિયુ શું હોએરે. ૫૪

સદ્ગોર કહેરે, સો ધન [24]સંચો આપડે,<br>
જેમાં કોએ ન ઘાલે હાથરે;<br>
જનમ મરણ [25]ગંજે નહિ,<br>
પછી મૂએ તે આવે સાથરે. ૫૫

---

૨૦ અજંપાજાપ–વગર જપે જપાએ તે જાપ, જેથી નાડીએ નાડીએ (રગે રગે), રૂંએ રૂંએ રણુંકાર લાગી જાએ તેવો જાપ, ખાતા, પીતા, ઉંઘતા, કામ કરતા મંત્રનો જાપ બંધ ના પડે તેવી ટેવ પાડવી તે. ૨૧ નિર્ધન–ગરિબ, ધન વિનાનો. ૨૨ ભાયા–થયા. ૨૩ ધનવંતા–ધનવાળો, પૈસાદાર. ૨૪ સંચો–ભેળું કરો. ૨૫ ગંજે–ઝીતે.

સદ્દગોર કહેરે, [૧]અમી પીધે [૨]વિષ ઉતરે,
[૩]જલ પીધે [૪]તરસ [૫]બુઝાએરે;
ભોજન લીધે જેમ [૬]ક્ષુધા ભાગે !
તેમ હરિ નામે પાતક જાએરે. ૫૬

સદ્દ ગોર કહેરે, [૭]ગાલી સો [૮]સબ [૯]છાંડીએ,
અને [૧૦]માંહે તે લાવો જીવરે;
જનમ [૧૧]ગમાવો પ્રેમશું,
તો પામો આપણા [૧૨]પિવરે. ૫૭

સદ્દ ગોર કહેરે, [૧૩]પિયુ પિયુ સબ જુગ કરે,
બોલે જેમ મુખ વાતરે;

---

૧ અમી–અમૃત. ૨ વિષ–ઝહેર. ૩ જલ–પાણી–૪ તરસ–પ્યાસ. ૫ બુઝાએ–ઓલવાએ છીપે, શાન્ત થાએ. ૬ ક્ષુધા–ભુખ, ખ્ધ્યા. ૭ ગાલી–ગોષ્ટી, વાત. ૮ સબ–સર્વ. ૯ છાંડીએ–તજીએ, મૂકી દઈએ. ૧૦ માંહે–માંહેલીપા, અંદરની બાજુ, તત્ત્વમાં, ભેદમાં. ૧૧ ગમાવો–પૂરો કરો. ૧૨ પીવ–પિયુ, ધણી, માલિક, પ્રભુ. ૧૩ પિયુ–હરિ.

પિયુ પિયુ જીવ જંત કરે,
પણ કોઇ નાં જાણે ધાતરે. ૫૮

સદ્દગોર કહેરે, ધાત અમારી તો સો [૧૪]બૂઝે,
જે કોઇ ચાલે સાચે [૧૫]સેરરે;
સો ઘર [૧૬]પોતા આપણા,
સો કદી નાં આવે [૧૭]ફેરરે. ૫૯

સદ્દગોર કહેરે, પ્રેમ [૧૮]પિયાસી મનવશે,
જો મનમાંહી કીજે [૧૯]નેહરે;
દુનિયાં [૨૦]દુરિજન [૨૧]દાખવે,
તે જલ બલ હોવે [૨૨]ખેહરે. ૬૦

---

૧૪ બુઝે-સમજે, જાણે, ઓળખે. ૧૫ સેર-રસ્તો, ચીલો, કેડો, માર્ગ. ૧૬ પોતા-પોહોંચી ગયા. ૧૭ ફેર-બીજીવાર, ફરી. ૧૮ પયાસી-તરસી, ઇચ્છાવાલી, ઇચ્છતી. ૧૯ નેહ-હેત પ્રેમ. ૨૦ દુરિજન-અનિતિવાળા, ચાડીખોર, છિદ્રશોધુ, મર્મ ઉઘાડનાર, ખારીલો. ૨૧ દાખવે-દેખાડે, નજરે કરે. ૨૨ ખેહ-ધૂળ, રજ, રાખોડી.

સદ્દગોર કહેરે, પ્રીત પિયુની [1]દોહેલી,
પ્રેમે શું પડીયા [2]સોલરે;
[3]કનક કસોટી જો આપ કરો,
તો પામો [4]ચુન્દા [5]મોલરે. ૬૧

સદ્દગોર કહેરે, મુલ પાયા સો [6]માણેક [7]ભયા,
જેને લાગ્યા [8]કલેજે બાણરે;
[10]વજજર [11]વિંઝયા લાગે નહિ,
તે તો [12]પર્વત કેરા [13]પાણરે. ૬૨

સદ્દગોર કહેરે, પાણ [14]પરમોધ્યા ગુણ કરે,
એથી [15]વિપરીત [16]નુગરા જાણરે;

---

૧ દોહેલી–કઠણ, સખત, મુશ્કેલ. ૨ સોલ–એધાંણ, લીસોટા, ચામઠા, દાગ. ૩ કનક–સોનું. ૪ ચુન્દ–શ્રેષ્ટ. ચઢીયાતું. ૫ મોલ–કીમત. ૬ માણેક–લાલમણી, એક જાતનું જવાહીર રાતા રંગનું. ૭ ભયા–થયા, થયો. ૮ કલેજે–કાળજે, કાળજામાં. ૯ બાણ–તીર. ૧૦ વજજર–(વજ્ર) ઈંદ્રનું આયુદ્ધ,–એ ઘણુ કઠણુ ને ધારવાલું છે. એથી મોટા ડુંગરો પણ કપઈ જાએ, દધીચી ઋષિનું હાડકું. ૧૧ વીંઝા–ફેરવી ઘા કરવો, મારવું. ૧૨ પરવત–(પર્વત) પહાડ, ડુંગર. ૧૩ પાણ–પથ્થરો. ૧૪ પરમોધ–સમજાવવો કેળવવો, સુધારવો, ઘાટ કરવો. ૧૫ વિપરીત–ઉલટું, અવળું, ઊંધું, સામુ, પ્રતિકુળ. ૧૬ નુગરા–ગુરૂ જેણે ન કર્યા હોય તે, ગુરૂ વિનાના.

૧૭રણુમેં નાં આવે ૧૮ઢુંકડા,
જેમ ૧૯ગોણ વિનાના બાણરે. ૬૩

સદ્ગોર કહેરે, ૨૦ગોર બ્રહ્માજી એમ બોલીયા,
એ તો સમજે તે સાચા કોએરે;
અઢી તે અક્ષર પ્રેમના
ભાઇ પડે સો ૨૧પંડિત હોયરે. ૬૪

સદ્ગોર કહેરે, પંડિત પડીયા બહોત ફેરે,
અને સાચા નાં લીઆ સેરરે;
૨૨જ્યું ૨૩બહોતેરા દોડીએ,
ત્યું પડીએ મોટે ૨૪ફેરરે. ૬૫

---

૧૭ રણુ–રણુવગડો, લડાઈનું ક્ષેત્ર, સંકટનું સ્થાન. ૧૮ ઢૂંકડા-પાસે, કને ૧૯ ગોણ-પુંણુ, પુંખલો, તીરની પાછલ પીંછા ચારે બાજુ ૭–૮ ઈંચ લાંબા જે છેડે બાંધવામાં આવે છે તે. ૨૦ ગોર બ્રહ્માજી–સૃષ્ટિના મુલ ( આદિ ) ગુરૂ, નિર્વીકાર. ૨૧ પંડિત–બહુ ભણેલો, વિદ્યાવાળો, બહુ શાસ્ત્રો જાણનાર. ૨૨ જ્યું–જેમ, જેવી રીતે. ૨૩ બોહોતેરા–ઘણું ઘણું, અતી જ. ૨૪ ફેર–ચક્કર ફેરાવામાં

સદ્દગોર કહેરે, ફેરે પડે [1]ઉનકી [2]ફુટીયાં,
મંદિર માંહે કયા [3]જોએરે?
[4]નવ શાહ તે [5]ખેલે [6]પ્રગટા,
તેનો, મરમ નાં [7]બૂજે કોએરે. ૬૬

સદ્દગોર કહેરે, વેષ હમારા [8]કાલેસરી,
તે જુગ દેખી બીહાએરે;
ગુણવંતા ગુણ [9]સાંખીએ,
જેની મુએ [10]કીર્તિ [11]લખાએરે. ૬૭

---

૧ ઉનકી–તેમની. ૨ ફૂટીયાં–(આંખો) ફૂટી ગઈ છે, ૩ જોએ–જૂએ, ૪ નવશાહ–વરરાજા, યુગનો સ્વામી, નિષ્કલંકી નારાયણ, ૫ ખેલે–રમે, ૬ પ્રગટ–જાહેર, પ્રતક્ષ, ૭ મરમ–ભેદ, ૭ બુજે–સમજે, જાણે. ૮ કાલેસરી–(કાલ + એસાર (એસારો) કાળને દેખાડનાર ઇસારો,] બીહામણો કાળ જેવો, ૯ સાંખીએ–ભરી જોઇએ, માપીએ, સહન કરીયે, ૧૦ કિર્તિ–ખ્યાતિ, નામના, જશ, વખાણું, પ્રશંસા સ્તુતિ, ૧૧ લખાએ–કાગલે, ચોપડે, મંડાએ ઓળખાય, સમજાએ, જાણવામાં આવે, જેનું અનુકરણ કરવાનું લોકો ચાહે,

સદ્દગોર કહેરે, વેષ તે સારા જુગ કરે,
અને ૧૨ક્રિયા પ્રગટ ૧૩દિખાએરે;
જીભું જપંતા પિયુ ના મિલે,
૧૪સો મંદિર પિયુ નાં પાએરે. ૬૮

સદ્દગોર કહેરે, પિયુ પિયુ કરતા પિયુ નાં મલે,
શિર ઉપર ૧૫ભરીયા ૧૬ભારરે;
સો મન ખેલે ૧૭મોકલા,
જેમ ૧૮ભાંગી નાવે પારરે. ૬૯

સદ્દગોર કહેરે, ગોર જ્ઞાની જુગમાં બોહોતહે,
એ ૧૯પાવે ૨૦ચર્ણામૃત આપરે;
જો ૨૧મર્મ નાં જાણે ૨૨મોક્ષકા,
એ તો ૨૩અદ્દકા કરના પાપરે. ૭૦

---

૧૨ ક્રિયા–ધર્મ વિધિ, ૧૩ દિખાએ–દેખીતું, દેખાડવાનું, ૧૪ સો–તે, ૧૫ ભરીયા–ભરી દીધેલ, પૂર્ણ ભરેલ, ૧૬ ભાર–બોજો, વજન, ૧૭ મોકલા–છૂટે પટે, છૂટથી, હદ વિના, જ્યાં ત્યાં, ૧૮ ભાંગી–તૂટેલી, ૧૯ પાવે–પીવરાવે, પાએ ૨૦ ચર્ણામૃત–પગ ધોએલું પાણી, ગુરૂ કે ઈષ્ટ જનોનું પગ ધોઇને પાણી પીવું તે, ૨૧ મર્મ–ભેદ, ખુલાસો, વિધિ, ૨૨ મોક્ષ–મરવા અવતારથી છૂટી જવું, પાપનાં દુઃખથી છૂટી જવું ૨૩ અદ્દકા–ઘણું, વધારે.

સદ્દગોર કહેરે, પાપ ૧પ્રજાલીને ૨લોઢીએ,
જો તનના ટુકડા હોએરે;
જો ૩દમ ઉઠે ૪નાભથી
સો દમ નાં બુજે કોએરે. ૭૧

સદ્દગોર કહેરે, દમે દમે હરિને જપીએ,
૬અવર ૭ચિત્ત નાં લાએરે;
ન પિયુ ૮પઠંતરો ૯રતી રહે!
જેમ૧૦સાએર૧૧લેહેર સમાયેરે. ૭૨

સદ્દગોર કહેરે, ૧૨જિકરે લાવે ૧૩જીવડા,
જો ૧૪રેહણી આવે હાથરે,

---

૧ પ્રજાલી–બાળી, દૂર કરી, નાશ કરી, ૨ લોઢીએ–ઓળખીએ, સમજીએ, જાણીએ, લેછએ, ૪ દમ–સાંસો ઉસાંસો, ૪ નાભ–ડૂંટી, નાભી કમલ, ૫ જપીએ–ભજીએ, ૬ અવર–બીજે, અન્ય જગ્યાએ, ૭ ચિત્ત–વિચાર કરવાની શક્તિ, મન, અંતઃકરણ, સંકલ્પ, વિકલ્પ, લક્ષ, ધ્યાન, ૮ પટંતરો–(પટ–અંતર) પરદો, આડ, ઓથ, વેગળાપણું, ન દેખાએ તેમ, ૯ રતી–જરાએ, લગીરે, ૧૦ સાએર–દરિયા સમુદ્ર, ૧૧ લહેર–છોળ, મોજા, મોજ પડતી પાણીની લેહેરો એક પછી એક પવનથી ઉપડે છે તે, ૧૨ જિકરે–ભક્તિએ, કરગરી, કરગરી વિનંતી કરીને, ભજને ૧૩ જીવડા–જીવ, પ્રાણ, ૧૪ રેહણી–પાળવું, રહી શકવું, નભાવવું, ધર્મ નિતિએ રેહવું તે,

જો દમ ઉઠે નાભથી,
જ્યું પિયુ શું કરણી [૧૫]બાતરે. ૭૩

સદ્દગોર કહેરે, [૧૬]ઉજડ[૧૭]ખેડા[૧૮]ફીર[૧૯]બશે,
અને [૨૦]નિર્ધનીયા [૨૧]ધનિક હોયરે;
એક [૨૨]અચંબા એ દેખીયા,
ભાઈ મુવા નાં જીવે કોએરે. ૭૪

સદ્દગોર કહેરે, [૨૩]સુન પૂજી ને શું કરો ?
પણ [૨૪]જાગતી જોતને [૨૫]ધાઓરે;
[૨૬]પ્રતિત નાં આવે જ્યાં લગી,
[૨૭]તબલગચોરાસી ફેરાખાઓરે. ૭૪

---

૧૫ બાત–વાત, ૧૬ ઉજડ–વેરાન, વસ્તી વિનાનું, નાશ પામેલ, ૧૭ ખેડા–ગામ, ૧૮ ફીર–ફરી, બીજી વખત, ૧૯ બશે–વશે, આબાદ થાએ, વસ્તી થાએ, ૨૦ નિર્ધનીયા–ધન વગરનો ધનહીણો, ગરીબ, ભીખારી, ૨૧ ધનિક–ધનવાલો, ધનવાન, માલદાર, પૈસાવાળો, ૨૨ અચંબા–આશ્ચર્ય, વિસ્મય પમાડે, તેવું અસંભવિત ૨૩ સુન–ખાલી, સુનુ, ઉજડ, ૨૪ જાગતી જોત–પ્રતક્ષ દિવો, સળગતો દિવો, જે દિવો હાલ પ્રકાશ આપી રહ્યો હોય તે, સમયનો સ્વામી, વર્તમાન. કાળનો અવતાર, ૨૫ ધાઓ–દોડો જાઓ, ૨૬ પ્રતિત–ભરૂંસો, પતીજ. ૨૭ તબ લગ–ત્યાં સુધી.

સદ્દગોર કહેરે, વાતે [1]વડા ના [2]હોઇએ,
[3]કર [4]માલા મુખ નામરે;
સાચ વિના જે જપણા,
જેમ ઉજડ ખેડા ધામરે. ૭૬

સદ્દગોર કહેરે, સતિયા સતિયા સભ [5]કાવે,
પણ સતી તે [6]તે વીરલા કોએરે;
સભ જગ [7]સૂએ ને આપ જાગે,
તેને જીકરે દર્શન હોએરે. ૭૭

સદ્દગોર કહેરે, [8]અડસઠ તિર્થ [9]મેં ગયા,
અને જોયા તે દેવે [10]અનંતરે;

---

૧ વડા–મોટા, ૨ હોઇએ–થઇએ, ૩ કર–હાથ, ૪ માલા–તસબી, સમરણી, ૫ કાવે-કેહવરાવે, ૬ વિરલા–જવરલા, ઘણોકમાં કોઈ, ૭ સૂએ-ઉંઘે, ૮ અડસઠ તિર્થ-સાઠને આઠ તિર્થ સ્થાનો છે તે, હિન્દુસ્તાનમાં તિર્થનાં સ્થળો, સનાતનિયો માટે અડસઠજ કહેવાએ છે તે, ૯ મેં–હું, અમે, ૧૦ અતીત–ગણી, ગણી નાં શકાએ તેટલા, અતીજ.

તેને [11]પ્રતિત નહિ પોતા તણી,
એ [12]પૂજારીને [13]પાલે પડંતરે. ૭૮

સદ્‌ગોર કહેરે, સબ તિર્થ મેં ઢુંઢીઆ,
કાંઈ પાણી કાંઈ [14]પાષાણરે;
ઉજડ ઘરકા [15]પરોણલા,
સો [16]કયેસા પાવે [17]માનરે ? ૭૯

સદ્‌ગોર કહેરે, ઘર ઉપર જ્યું [18]દિવડા,
પણ માંહે અંધારી રાતરે;
[19]ફોગટ ધોણા [20]બારકા,
ભાઇ [21]કાશલ નાં જાવે સાથરે. ૮૦

---

૧૧ પ્રતિતિ–ખાતરી, ભરૂસો, ૧૨ પુજારી–સેવક, પુજા કરનાર, ૧૩ પાલે–ઓથે, તાબે, સરણે, કબજામાં, ૧૪ પાષાણ–પથ્થર, ૧૫ પરોણલા–મહેમાન, અતિથી, નાઠી, અભ્યાગત, ૧૬ કયસા–કેવી રીતે, કેવો, કેમ, ૧૭ માન–આદરસતકાર, સરભરા. ૧૮ દિવડા–દિવો. ૧૯ ફોગટ-નિર્થક, નકામું, ખોટું, વગર ઉપયોગનુ ૨૦ બાર–બાહેર, ઉપર ઉપરનું ૨૧ કાશલ–મેલ, કળાપ, ખોટાપણું, દુષ્ટતા.

સદ્દગોર કહેરે, ગંગા જમના ૧સરસ્વતી,
અને નાહીએ ૨ગયા ૩પ્રયાગરે;
જો અંતર ૪દાગ ના ઉખડે,
જેમ ૫લીલ કરાવે ૬ભાજરે. ૮૧

સદ્દગોર કહેરે, તિર્થ ૭ત્રિવેણીમાં નાહીયે,
અને જપીએ અજંપા જાપરે;
જો ૮પાંચે પવિત્ર કીજીએ,
તો ૯કુળનાં જાવે પાપરે. ૮૨

---

૧ સરસ્વતી-નદીનું નામ છે. ૨ ગયા-ઉત્તર હિન્દુસ્તાનમાં અલ્લાહાબાદ પાસે, ગયાજી શહેરનું નામ ત્યાં તિર્થ છે. ૩ પ્રયાગ-એક શહેરનું નામ ત્યાં પણ તિર્થનું સ્થળ છે. જે ગંગા ને જમનાનાં સંગમ ઉપર રહેલું તિર્થ. ૪ દાગ-ધબ્બો, ચાઠો, એબ, મેલની એંધાણી, દુષ્ટતા. ૬ લીલ-વરસી વળતા પહેલાં પરણાવવું તે, ખરાબ કરવું. ધુળધાણી કરવું, ઉખેડી નાખવું, નિરૂપયોગી થાએ તેમ કરવું. ભાજ-( **भज्‌किप्** ) **त्री० क. ग्०** ઉપયોગમાં લેવું, વાપરવું, માણવું, ભોગવવું, ભજનાર. ૭ ત્રિવેણી-ઈડા, પિંગલા, સુષુમ્ના એ ત્રણ નાડી જે નાશીકા આગળ શ્વાસોશ્વાસ બતાવનારી નાડીઓ, ત્રિકુટી, જ્યાં એ ત્રણે નાડીયો ભેગી થાએ છે તે જગ્યા. ૮ પાંચ-પાંચે ઈંદ્રિયો. ( રૂપ-દૃષ્ટી, આંખ. રસ-સ્વાદ, જીભ. ગંધ-વાસ, નાસીકા. શ્રોત્ર-સાંભળવું, કાન. સ્પર્શ=ચામડી, ત્વગિંદ્રિય [ મુખ-હાથ-પગ ગુદા-ઉપસ્થ ] ) ૯ કુળ-વંશ, જ્ઞાતિ, વંશાવલી, ગોત્ર.

સદ્દગોર કહેરે, પરનિંદા ઘરનિંદા થશે,
જો કરો અજાણી બાતરે;
નર્કે પડે જીવ આપણા,
હોએ ઇકોતેર સો સંગાતરે. ૮૩

સદ્દગોર કહેરે, જીભું જુઠા નાં બોલીએ,
૧૦દિલ ભીતર રાખીએ ઠામરે;
૧૧દયા સરીખા કોઇ૧૨મિત્ર નહિ,
૧૩અંતકાળે નારાયણ નામરે. ૮૪

સદ્દગોર કહેરે, પૂરણ પ્રીત ત્યાં પિયુ વશે,
પણ વણ પ્રીતે તો દુરરે;
જેમ જલ મધે તો ૧૪કમલ છે,
તેનાં અંગ ના ભેદે તોએરે. ૮૫

---

૧૦ દિલ—મન. ૧૧ દયા—મેહેર, દાઝ, અનુકંપા, કરૂણા, માયા, મહેરબાની ૧૨ મિત્ર—વ્હાલો, હેતુ, પ્રેમી, ભાઈબંધ. ૧૩ અંતકાલે—મરણના સમયે, છેવટની વખતે. ૧૪ કમલ—પાણીમાં એ ત્રણ રંગમાં થતું ફુલ, લાંબી ડાંડીવાલું મોટું ફુલ. કમલ કાકડીનું ફુલ.

સદ્દગોર કહેરે, ઘટમાં તિર્થ [૧]સન્મુખા,
અને [૨]ઘટમાં ધર્મ દ્વારરે;
જો ઘટમાં [૩]દેવલ પૂજીએ,
તો તો ઘટમાં મોક્ષ [૪]દિદારરે. ૮૬

સદ્દગોર કહેરે, [૫]ભલ્કા તે વાગે [૬]ભાવના,
અને પડેસો પ્રેમ કે [૭]ઘાએરે;
[૮]પીડા જો લાગે [૯]પિવ શું,
તીસે [૧૦]રેણી [૧૧]નીંદ ન આયેરે. ૮૭

સદ્દગોર કહેરે, નીંદ [૧૨]બિચારી કયા કરે ?

---

૧ સન્મુખ–સમક્ષ, રૂબરૂ, મોં આગલ. ૨ ઘટ–શરીર, ઈશ્વરે ઘડેલો કોઈ પણ ઘાટ, શરીરનાં અંદરનો ભાગ, મનુષ્યતન. ૩ દેવલ–મંદિર, દેવસ્થાન. ૪ દિદાર–જોવું, દર્શન કરવું. ૫ ભલ્કા–ભાલા, ભાલાનાં ઘા, તીરના જખમ. ૬ ભાવ–હૃદયની લાગણી, પ્રેમ, રૂચિ. ઈચ્છા, ગમતા. ૭ ઘા–ફટકો, જખમ, પ્રહાર, માર. ૮ પીડા–દુઃખ, વેદના. ૮ પિવ–પિયુ, સ્વામી, માલિક, ઈશ્વર. ૧૦ તીસે–તેને. ૧૧ નીંદ–નિંદ્રા, ઊંઘ. ૧૨ બિચારી–રાંકડી, ગરીબ, નિર્માલ્ય.

÷પણ [13]હૈયા જો હોવે હાથરે;
પિયુ પિયુ કરતાં રેણી જાગે,
ભાઇ પીછે તો હોયે [14]પ્રભાતરે. ૮૮

સદ્દગોર કહેરે, પ્રભાતે [15]રવી ઉગીયા.
તે નવ ખંડે હુવા પ્રકાશરે;
જયાં જોઇએ ત્યાં તેટલો,
એમ અંત ન પિયુજી કે પાસરે. ૮૯

સદ્દગોર કહેરે, સોના વેચી [16]સાજન લીજીએ,
હોયે મોતી જો કેરે મોલરે;
તે સાજનને કેમ છોડીએ,
ભાઈ [17]લોકાં તે કેરે બોલરે, ૯૦

---

૧૦–હૈયા–છાતી, દિલ, મન, સ્મરણ, હિંમત, ધીરજ, ધૈર્ય. ૧૪ પ્રભાત–સવાર, વ્હાણુ, અજવાળું થવાનો સમય. ૧૫ રવી–સૂર્ય. ૧૬ સાજન–પ્રતિસભ્ય, આબરૂદાર ગૃહસ્થ, સર્વશ્રેષ્ઠ પુરૂષ, પરમેશ્વર, ૧૭ લોકાં–અન્ય લોકો, દુરિજનો, અજાણ, અધર્મી માણસો.



÷જો બંદા હોયે હુંશિયારરે;

સદ્દગોર કહેરે, શાહ તો [૧]બોલે બોલે લીજીએ,
હોએ અંતર પિયુની [૨]પીછાણરે;
શિરકે [૩]સાટે જો હરિ મીલે,
તોએ [૪]મોંઘેરા [૫]મત જાણરે! ૯૧

સદ્દગોર કહેરે, શિરકે સાટે લીજીએ,
જો હરિ વેચાતા હોય હાટરે?
[૬]ક્ષેણું [૭]વિલંબ નાં કીજીએ,
શિર [૮]હાથું તે દીજે [૯]કાટરે. ૯૨

સદ્દગોર કહેરે, [૧૦]ઇશ્ક [૧૧]વાડીએ ન [૧૨]નીપજે,
અને ઇશ્ક [૧૩]હાટે ન વેચાએરે;
ઇશ્ક તો [૧૪]હૈડેથી ઉપજે,

---

૧ બોલે બોલે–શબ્દે શબ્દે, વાતે વાતે. ૨ પિછાણ–ઓળખાણ ૩ માટે–બદલામાં, સાટામાં, અવેજમાં. ૪ મોંઘેરા–મુલ્યવાન, કીમતી, અતીકીમતવાળું, બહુ જ ઉંચા ભાવનું. ૫ મત–નહિ, ના. ૬ ક્ષેણુ–ક્ષણ, વખતનો માપ, મુહુર્તનો ૧૨ મો ભાગ, છેક થોડો વખત. ૭ વિલંબ–દીલ, વાર, ખોટીપો. ૮ હાથું–હાથથીજ. ૯ કાટ–કાપી, વાઢી. ૧૦ ઇશ્ક–અતીચાહ, ઘણી પ્રીત, પ્રેમ, વ્હાલ, હેત, સ્નેહ, ભાવ, ઇચ્છા. ૧૧ વાડી–બાગ, બગીચો, ખેતીવાડી. ૧૨ નીપજે–ઉપજે, પેદા થાએ. ૧૩ હાટે–દુકાને. ૧૪ હૈડે–હૈયે, છાતીએ, દિલથી, અંતઃકરણથી, મનથી.

એ તો હૈડા [૧૫]કોરી કોરી ખાએરે. ૯૩

સદ્દગોર કહેરે, પ્રેમ રસ [૧૬]અતી [૧૭]મીઠડા,<br>
એને દેખે જો કોઇ [૧૮]ચાખરે !<br>
[૧૯]શાહ જો પાવે [૨૦]શિર લગી,<br>
ત્યારે હૈડા તે દેવે [૨૧]શાખરે. ૯૪

સદ્દગોર કહેરે, હરિરસ જેણે ચાખીયા.<br>
એ [૨૨]અવર રસ મુખે ના લાએરે;<br>
પ્રેમે [૨૩]માતા તે તો માંહે રહે.<br>
તે તો હરિ રસ બેઠા ખાએરે. ૯૫

---

૧૫ કોરી કોરી–કોતરી કોતરી, છોલી છોલી, ફોલી ફોલી, કાપી કાપી. ૧૬ અતી–ઘણો. ૧૭ મીઠડા–મીઠું, સ્વાદિષ્ટ. ૧૮ ચાખ–નમુનો લેઈ ખાઈ જોવો, જરાક ખાવું. ૧૯ શાહ–બાદશાહ, સર્વેશ, વિષ્ણુભગવાન મનુષ્ય શરીરે આવે તે શરીર. ૨૦ શિર લગી–માથા સુધી, રોમે રોમે. ૨૧ શાખ–શાક્ષી, ગવાહી, પૂરાવો, ૨૨ અવર–બીજો, અન્ય. ૨૩ માતા–મચેલા, રાચી ગએલા, મસ્ત થએવા, માનેલું, રસથી ભરેલું, પુષ્ટ, ભરપુર, પુરજોસમાં, મસ્તીવાલા.

સદ્દગોર કહેરે, મુજ [1]વિહોણીને પિયુ મિલે,
કાંઇ [2]દાગ દીયો નવ જાએરે;
માસ [3]ગલી ગલી ભોંએ પડે,
ભાઇ [4]પિંજર દેહી [5]ગલાએરે. ૯૬

સદ્દગોર કહેરે, [6]સતીથી [7]સોહ [8]કયું [9]રહી ?
ના [10]જલી પ્રિયુ કેરી [11]લાએરી!
જા! જા! રે [12]મુઇ [13]ઘેલડી,
તુજે પ્રેમે [14]લાજ ના આયેરે ? ૯૭

સદ્દગોર કહેરે, [15]મોંએ કરે તો [16]મીયાં મીયાં!

---

૧ વિહોણી–તજાએલી, એકલડી, વિહીણ, રહીત ૨ દાગ–લાંછન એમ, ધબ્બો. તોહોમ્મત, આળ, બદનામી. ૩ ગલી ગલી–ઓગળી ઓગળી, પીગળી પીગળી, નરમ થઇ, રસ થઈ. ૪ પિંજર–ખોખું, લોહી ચામડા, માંસ વિનાનું હાડકાનું ખોખું. ૫ ગલાએ–ઓગાળી નખાએ, પાણી કરી નખાએ, પીગળી દેવાએ, રસ જેવું કરાએ. ૬ સતી–પતિવ્રતા સ્ત્રી, ધણીના શબ સાથે બળી મરનારી સ્ત્રી, ૭ સો!હ–તે. ૮ કયું–કેમ ? ૯ રહી–રહી ગઈ. ૧૦ જલી–બળી મરવું, બળવું. ૧૧ ઘેલડી–ગાંડી. ૧૪ લાજ–શરમ ૧૫ મોંએ–મોંઢેથી જ. ૧૬ મીયાં મીયાં–મરદ માટીડો, સ્વામી સ્વામી, સરદાર, મોટા, માલિક માલિક, શાહ શાહ.

પણ ૧૭પાખર નાખીએ જોએરે;<br>
૧૮નાખણુ હારા તે ૧૯કયા કરે ?<br>
જેને બાણુ ન લાગ્યા હોએરે. ૯૮

સદ્દગોર કહેરે, લીલા તે ૨૦ગૌરવર ૨૧છાઈ રહ્યા,<br>
એ તો પાણી તણે ૨૨સ્નેહરે;<br>
૨૩સૂકા સાલ બિચારા કયા કરે ?<br>
જો ૨૪અખંડા ૨૫વર્ષે ૨૬મેહરે. ૯૯

સદ્દગોર કહેરે, ૨૭ઉગે તેને ૨૮વંદિએ,<br>
હોએ ૨૯વારો તે તેની ૩૦આણરે;<br>
કાલે તે ભોજન જે જમ્યાં !<br>
તેના આજ તો કેવા ૩૧વખાણરે ? ૧૦૦

---

૧૭ પાખર–ઢાંકણ રણક્ષેત્રની તૈયારી કરવી, ઘોડા ઉપર ઓઢાડવાની ઝૂલ લઢાઈમાં જતી વેળા લોઢાની કડીયોની બનાવટની થાએ છે તે, રક્ષણ. ૧૮ નાંખણહારા–નાંખનાર. ઓઢાડનાર. ૧૯ કયા કરે–શું કરે ? ૨૦ ગૌરવર–(ગૌર+વર. ગૌર–પહાડ પર્વતમાં પેદા થનાર. +વર–વૃક્ષ.) પર્વતોમાં ઉગનાર ઝાડ. ૨૧ છાઈ રહ્યા–ઢંકાઈ રહ્યા, પ્રસરી રહ્યા. વધી રહ્યા, શોભી રહ્યા. ૨૨ સ્નેહ–હેત, મેળ, મલવાપણું. ૨૩ સૂકાસાલ-સૂકાઈ ગએલ વૃક્ષની ડાળ, સૂકું ઝાડ, સૂકું લાકડું. ૨૪ અખંડ-વગર ટુટકે, એકલધાર, સદા. ૨૫ વર્ષે–પડે, ઉતરે, આવે. ૨૬ મેહ–વર્ષાદનું પાણી ૨૭ ઉગે–ઉત્પન્ન થાએ, પેદા થાએ. ૨૮ વંદિએ–વખાણીએ, સેવીએ, પુજીએ, જપીએ. ૨૯ વારો–વર્તમાન સમયવાળો, હાજરીમાં, જે સમે જે હાજર હોય ત. ૩૦ આણ–હકૂમત, દુવાઈ, જાણવું. ૩૧ વખાણ–ગુણ ગાવા, સ્તવન.

સદ્દગોર કહેરે, [1]ભૂલાવે જીવ વહી રહ્યો,<br>
અને ભૂલ્યા તે [2]મોહ જાલરે;<br>
ચોરાસી ફેરે જીવ તું આવીયો !<br>
તોએ ન માર્યા [3]પાંચે કાલરે ? ૧૦૧

સદ્દગોર કેહેરે, પાંચે કાલ જેણે વશ કર્યા,<br>
તેતો [4]મરી,મરી [5]પદેજુગે [6]પાએરે;<br>
સદ્દગોર [7]સારથી જિન્ને કિયા,<br>
તે જીવ [8]અમરાપુર જાએ[9] રે ૧૦૨

સદ્દગોર કહેરે, દુનિયા દૂરિજન દૂર કરી,<br>
જો અંતર હરિ શું લાએરે,

---

૧ ભૂલાવે–ભૂલ થાયે, અજાણપણે, અજ્ઞાને. ૨ મોહજાલ–જંજાલની આશક્તિ, જંજાલવશ, માયાની મૂર્છા. ૩ પાંચકાલ–પંચભુતોનાં વિકાર ( ૧ અહંકાર, ૨ ક્ષોભ, ૩ લોભ, ૪ મોહ, ૫ ક્રોધ.) ૪ મરી મરી-બીની બીની, ડરી ડરી, મરદા જેવા બની. મહાવત થઈ. ૫ દે–દેવે, મૂકે. ૬ પાએ–પગ, ડગલું. ૭ સારથી–ગાડી હાંકનાર, હકેડુ, ગાડાખેડુ, રથ હાંકનાર, ગાડીવાન, ૮ અમરાપુર–અમ્મરધામ, મરીને ગયા પછી જે સ્થળેથી પાછું લક્ષ ચોરાસીમાં આવવાનું નથી, તે ધામ. ૯ દૂર-વેગળી, છેટી, અળગી.

ગુરૂ ૧૦દિપક લઈ હાથમા,
૧૧ઢૂંઢણ્ મંદિર પિયુ જાએરે. ૧૦૩

સદ્દગોર કહેરે, દુનિયા આહે ૧૨ध्रुमा કારે,
એનો ૧૩જરા ન બુજે ભેદરે;
૧૪સૂની તે પૂજે ૧૫પ્રતિમા,
ભાઇ ૧૬વીતા તે વાંચે વેદરે. ૧૦૪

સદ્દગોર કહેરે, દુનિયા દોડા દોડ બોત કરે,
અને દર્શન ના પાવે તોએરે;
૧૭ઉજડ ઘર જઈ ૧૮ઊતરે,
ત્યાં ૧૯ભોજન ના દેવે કોએરે ! ૧૦૫

---

૧૦ દિપક-દિવો. ૧૧ ઢુંઢણ્-સોધવા, ખોળવા, ૧૨ ध्रुमाકારે-ધુંવાડાનાં આકારની, ધુંવાડા જેવી. ૧૩ જરા-થોડું, સેજ, નહિ જેવું. ૧૪ સૂની-ઉજડ, ખાલી દૈવત વિનાની. ૧૫ પ્રતિમા-મૂર્તિ, પુતલી. ૧૬ વીતા-વીતી ગએલ. ભૂતકાળનાં વહી ગએલ, થઈ ગએલ. ૧૭ ઉજડ-વસ્તિ વિનાનું. ૧૮ ઉતરે-ઉતારો કરે, રહે. ૧૯ ભોજન-ખાવાનું.

સદ્દગોર કહેરે, સત્યકી [1]બાટે [2]ઢૂંડીએ,
[3]જીસ્ બાટે હરિ ગયા જો એરે;
[4]કાન [5]ગાતા વાતા [6]વાંશલી,
તે [7]ગોકુલ મુકી જ્યાં હોએરે ! ૧૦૬

સદ્દગોર કહેરે, એ સાચી બાટે ઢૂંડીએ,
ચાલ્યા હોય હરિ જીસ્ વાટરે ?
જોતાં જોતાં હરિ લીજીએ,
પાવે તો [8]નેહડા [9]ઘાટરે. ૧૦૭

સદ્દગોર કહેરે. પગલે પગલે સોધીએ,
એવી લીજીએ [10]સુધી બાટરે,

---

૧ બાટે–રસ્તે, માર્ગે, વાટે. ૨ ઢૂંઢીએ–સોધીએ, ખોળીએ. ૩ જીસ–જે. ૪ કાન–શ્રીકૃષ્ણ. ૫ ગાતા વાતા–ગાતાને વગાડતા. ૬ વાંશલી–બંશી, વાંસની પાતળી ભુંગળી, કાણાકાણા વાલી મોઢેથી ફૂંક મારી વગાડવાનું વાજું. ૭ ગોકુલ–વ્રજમાં એક ગામડું, શ્રી કૃષ્ણનું રહેવાનું ગામ. ૮ નેહડા–સ્થળ, પ્રેમ, હેત, ઈશ્ક. ૯ ઘાટ–સ્થાન, ઠેકાણું, રહેઠાણ. ૧૦ સુધી–પાંસરી, સીધી.

સત્ય વિના જેજે દોડીયા,
સોતો પડિયા ચોરાસી ઘાટરે. ૧૦૮

સદ્‌ગોર કહેરે, [૧૧]વેળા તો આવી [૧૨]વખડી,
હવે ચેતો તો ચેતણહારરે;
આપ રાખો તમે આપ શું,
ભાઇ ચલણાએ [૧૩]ખાંડાધારરે. ૧૦૯

સદ્‌ગોર કહેરે, સત્ય તો [૧૪]શુળી ઉપર નાચણા,
એ ખેલે તે ખેલણ હારરે;
સામી તે અણીએ [૧૫]ધસણા!
જો [૧૬]ભલકા બી હોવે [૧૭]પારરે. ૧૧૦

૧૧ વેળા-વખત, સમય. ૧૨ વખડી-કઠણુ, વિકટ, ખરાબ, આકરી, દુઃખદાઈ. ૧૩ ખાંડ-તલવાર, બેધારી સીધી તલવાર. ૧૪ શૂળી-લોઢાનો અણીવાળો થાંભલો, પહેલાં માણસને મોતની સજા એવા થાંભલા ઉપર ચઢાવીને  કરતા. ૧૫ ધસણા-જોશમાં ને જોશમાં સામાં ધસે જવું, આગળ ને આગળ વધે જવું. ૧૬ ભલકા-ભાલાના ઘા, ભાલાનું ફળ. ૧૭ પાર-આરંપાર, સોંસરા સોંસરી.

સદ્ગોર કહેરે, ૧કોલ હમારા સાચહે,
એ સાચે મને પત આએરે;
ફરી ફરી નહિ આવણા,
ઇકોતેર સો સાથે જાએરે. ૧૧૧

સદ્ગોર કહેરે, ૨ગઇ ગઇ બાતાં જે કરે!
પણ જરા નાં બૂઝે ભેદરે;
એમ ચારે જુગે જીવ ભુલીયા,
ઓ! સત્ય કહે ગોર ૩વેદરે ૧૧૨

સદ્ગોર કહેરે, ગુરૂ સાચા તે તો કહીયે,
જેણે કાગલનાં કીધા ૪જહાજરે;
બાર કરોડી બેઠ ચલ્યા,
ચોવીસ રાખ્યા ૫બાજરે; ૧૧૩

૧ કોલ–વચન, હુકમ, ફર્માન. ૨ ગઇ ગઇ–વીતેલી, થઇ ગએલી. ૩ વેદ–આકાશવાણીનાં પુસ્તકો, ઋગુ, યજુર, સામ, અથર્વવેદ એમ ચાર છે. જહાજ–વહાણ, નૌકા. ૫ બાજુ–વેગળા, અળગા, છેટા, દૂર.

સદ્દગોર કહેરે, ૬પ્રતક્ષ ઉગ્યા ૭પ્રગટયા
તો ૮ભીતર ૯ચાંદરણા હોએરે;
૧૦સોલ કલાનું અજવાલિયું,
તેની બૂજે ૧૧રસાયણ કોએરે! ૧૧૪

સદ્દગોર કહેરે, કલિયુગ આવ્યો વખડો,
અને વેલા તે વહી વહી જાએરે;
પેટ સમી કોઇ પ્રીત નહિ!
કોઇ કેને ન દેવે કાંએરે. ૧૧૫

૬ પ્રતક્ષ–જાહેર, દેખીતું. ૭ પ્રગટયા–જાહેર થયાં, બાહેર આવ્યા. ૮ ભીતર–અંદરની બાજુએ, માંહેલીપા. ૯ ચાંદરણા-પ્રકાશ, અજવાળું, તારા, નક્ષેત્ર. ૧૦ સોલ કળાનું અજવાળિયું–શ્રીવિષ્ણુ-નારાયણનો સોળકળા સહીતનો પ્રકાશ, તેજ સોળે કળા સહીત શરીર ધારણ કરેલ ભગવાન. ૧૧ રસાયેણ–જોડવાની કળા, જોડ કરવાનું ઔષધ, મળવાની વિધિ.

સદ્ગોર કહેરે, કલિયુગ માંહે કોઇ ૧થર નહિ,
એ તો થર નહિ ૨નિર્વાણરે;
પણ થર વિના જે ચલણા,
તે તો માર ખાસે ૩મ્યદાનરે. ૧૧૬

સદ્ગોર કહેરે, રસાયણ સારી સત્યકી,
અને સત્સુ ચાલ્યા જાઓરે;
પણ સત્ય વિના જે ચલણા,
તો બહુ બહુ ફેરા ખાઓરે. ૧૧૭

સદ્ગોર કહેરે. કલિયુગ માંહે અથર્વ વેદહે.
અને થર નહિ સંસારરે;

---

૧ થર–કાયમ. સ્થીર, એક ધ્યાનનો, કાયમ મનનો ૨ નિર્વાણ–ચોક્કસ, ખરેખર, છેલ્લી વાત, છેવટની સ્થિતિ. ૩ મ્યદાન–ક્ષેત્ર, લઢાઈનું ક્ષેત્ર, મહાદનનું ક્ષેત્ર, પ્રલયકાલનો ક્ષેત્ર, મોટું રણક્ષેત્ર.

જે વેદને વાયકે ચાલીયા,
તે ૪તરકર લાગ્યા પારરે. ૧૧૮

સદ્દગોર કહેરે, પાંચ કરોડ ૫કર્તા યુગે તર્યા,
જે ૬હોલીએ સીંચાણા આપરે,
સદ્દગોર પૂરા જેણે સેવીયા !
જેણે મનસુ ન ખાધી ૭ધાપરે. ૧૧૯

સદ્દગોર કહેરે, ત્રેતા એ હરિશ્ચંદ્ર આવીયા,
તે સીધ્યા કરોડી સાતરે;
સતીએ સેવ્યા સ્વામી એકમના
તે કરતા સત્યની વાતરે. ૧૨૦

૪ તસ્કર–તરી જઈ, નિવૃત્ત થઇ, સંસારમાંથી પરવારી, પાપ પરહરી. ૫ કૃતાયુગ–સત્યજુગમાં. હોલીએ સીંચાયા–હોલીમાં મુકાયા (ભક્ત પ્રેહલ્લાદ). ૭ ધાપ–ભૂલ, છેતરામણ, ભુલવણીએ પડવું.

સદ્દગોર કહેરે, દ્વાપર યુગે ક્રોડ નવ તર્યા
જ્યાં પાણ્ડવે ગળાવી દેહરે;
તેણે સત્ય રાખ્યા આપણા,
હરિશું [1]છાના રાખ્યા [2]નેહરે. ૧૨૧

સદ્દગોર કહેરે, કલિયુગે પીર સુદરદીન સાચા,
અને સાચા તે કરોડી બારરે;
સાચા સદ્દગોરને સેવીયા,
તેને તરતા ન લાગી વારરે. ૧૨૨

સદ્દગોર કહેરે, અમે આવ્યા સ્વર્ગથી,
અને દેખંતા [3]ભોવન સાતરે;
[4]રંગ, [5]ભોગ, [6]પદ્ધિ ત્યાં બહુ મલે,
પણ નહિ કોઇ અમર જાતરે. ૧૨૩

---

[1]છાના=ગુપ્ત. ૨ નેહ=પ્રેમ. ૩ ભોવન, આકાશ, માલ, ખંડ, ભાગ. ૪ રંગ=રસ, છંદ, નાચ, મજા, રમુજ, આનંદ, રાગ. ૫ ભોગ=ભોગવિલાશ, ભોગવી શકીએ તેવું સુખ, સુખનાં સાધનોની પ્રાપ્તિ, ઉપભોગ, સંભોગાદિનો આનંદ. ૬ પદ્ધી=પાયરી, મરતબો, દરજ્જો, માન, નીચી ઉંચી શ્રેણી સુચક શબ્દ, અધિકારની હદ દેખાડનાર શબ્દ, હોદ્દો, સ્થિતિ.

૪

સદ્દગોર કહેરે, સોના ૭સુવર્ણ ૮પુતળી,
એને દિશે તે ૯ઝાકમ ઝોલ રે;
પિયુ પાયા જેણે પ્રેમ શું,
પામ્યા તે અમ્મર ૧૦મોહોલરે. ૧૨૪

સદ્દગોર કહેરે,૧૧સદ્દગોર શહદેવ બોલીયા,
તમે સુણો ૧૨મુનિવર ૧૩વિરરે;
સદ્દગોર પૂરા જેણે સેવીયા,
તે સુફલ ૧૪પાયા ૧૫સધીર રે. ૧૨૫

સંપૂર્ણ.

---

૭ સુવર્ણ=સોનું, સોનાનાં રંગ જેવી રૂપાળી. ૮પુતલી=ઢીંગલી, પ્રતિમા, આકૃતિ, નકલ, સ્ત્રીના આકારના ઘાટ. ૯ ઝાકમ ઝોલ= તેજસ્વી, ચમકદાર, શોભાયમાન, રૂપાળું, મોહ ઉપજાવે તેવુ. ૧૦ મોહોલ=હવેલીયો, મોટી મેડીયો. ૧૧ સદ્દગોર શહદેવ=સદ્+ગોર+દેવ. સદ=પવિત્ર, ગોર=ગુરૂ, પવિત્ર જ્ઞાન કરનાર+શહ=શાહ, મોટા બાદશાહ, ધણી રાજા+દેવ= દૈવતવાળો, સુરલોક ) પવિત્ર જ્ઞાનનો દાતા, બ્રહ્મરૂપ, દેવો પતી. આ પાર શ્રી સુદરદીનને મળેલી પદ્દીનો શબ્દ છે. પીર સુદરદીનનો ઈલ્કાબ. ૧૨ મુનિવર=( મુનિ+વર ) રૂષિયોથી શ્રેષ્ઠ, મુનિયોથી પણ મોટા. ૧૩ વિર=ભાઈ. ૧૪ સુફલ=પવિત્ર ફલ, મોક્ષ, ૧૫ સધીર=ધીરજ- વાલા, શાન્તીવાલા, સતોગુણી.

# પરચુરણ જ્ઞાન વિભાગ.

## શ્રી સદ્‌ગોર પીર ઈમામશાહ

## બાવાનું જ્ઞાન. ૧

સદ્‌ગોર બ્રહ્મા વાચા

ચેતો, ચેતો, મન ચંચલ કરી ચેતો !
અને જબ લગી તુજમાં છે સાંસ,
ભાવ હુવા પણ ભક્તિ ન હૂઇ !
જબ ઉઠી ને ચાલ્યા ઉદાસરે,
કુબુદ્ધિ તેં જ્ઞાનનો વિચાર શેન લીધો ?



અંધે જનમ ગુમાયોરે, કુબુદ્ધિ તેં મૂર્ખે જનમ હરાયોરે;
કુબુદ્ધિ તેં જ્ઞાનનો બિચારશે ન લીધો ? ટેક૦-

આરે સંસાર તમે હાટ, પાટ, બજાર કરી જાણો !

અને સૌ લોક તે વણજે આવ્યા;
વણજી શકાય તો તમે વણજોરે ભાઇ !
ઓરી શકાય તો ઓરોરે ભાઇ !
નહિ તો ફોગટ ફેરા થાશે. કુબુદ્ધિ–૨

નેણ થાકયા તારા વેણ જો થાકયા,
અને થાકી સુંદિર તારી કાયા;
જરણ ને મરણ બેઉ હુકમોથી થાકયા,
પણ એક ના થાકી કુડી માયા ! કુબુદ્ધિ–૩

આરે સાહેબને તમે સાચા કરી સેવો,
અને જો હોય દૃઢ વિશ્વાસ;
ભણે ગુરૂ ઇમામશાહ તમે સાંભલો મુનિવરો,
એવું જાણીને પ્રભુ પાસા ઢાળો. કુબુદ્ધિ–૪

સંપૂર્ણ.

ૐ

# શ્રી સદ્‌ગોર પીર ઈમામશાહ બાવાનું જ્ઞાન ૨

શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

*જીરે મારા હંસાજી ! કરડી કમાનો સાહેબની ખેંચો;
તો તિરથ ત્રિવેણીમાં ચડનાજી. ૧

જીરે મારા હંસાજી ! ઢાલ ધણીની ધીરજ કરી બાંધો;
તો સતની તલવારે લડનાજી. ૨

જીરે મારા હંસાજી ! બુદ્ધિની બંદુકોને સુર્તાના દારૂ,
જ્ઞાન ગોલી બીચ ધરના. ૩

જીરે મારા હંસાજી ! પ્રેમના પિયાલા ભરી ભરી પીજે.
તો શબ્દ ભડાકેથી લડનાજી. ૪



* આ જ્ઞાન સહેજ સમાધિની વ્યવસ્થાનું છે.

જીરે મારા હંસાજી ! ઉમૈયાનિ ધરતીમાં વિષયાનો વેલો
એ વેલે કીધો વિસ્તારજી. ૫

જીરે મારા હંસાજી ! એરે વેલે તો અમ્મરફળ લાગ્યા,
તેમાં કોઇ કડવા ને કોઇ મીઠાજી. ૬

જીરે મારા હંસાજી ! તેડાવો તેડાવો ગુણવંતા માલીને;
જે ડુંખ સહીત મૂલ કાઢેજી. ૭

જીરે મારા હંસાજી ! આરે નગરમાં કુંવારી છે કન્યા;
તે સુંદરી તો સબ રસ માણેજી. ૮

જીરે મારા હંસાજી ! આરે નગરમાં ચોરાસી છે ચૌટા,
તેમાં કોઈ નર સૂતા ને કોઈ નર જાગેજી. ૯

જીરે મારા હંસાજી ! સબલોક સૂતા સાહેબ મારો જાગે,
જીકર ફીકર વિનાં જીવડો ના પાકેજી ૧૦

જીરે મારા હંસાજી ! પારે તે ઉભાં પાંચ પાખરિયો !
જે હુકમ હાકેમનું ના માનેજી. ૧૧

જીરે મારા હંસાજી ! એરે જ્ઞાન બોલ્યા ઇન્દ્ર ઇમામશાહ.
મારા મુનિવરને જમડાની ઝડપો ન લાગેજી. ૧૨



સંપૂર્ણ.

# શ્રી સદ્દગોર પીર ઈમામશાહ

## બવાનું જ્ઞાન. ૩

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા

કે જીરે ભાઇ ! પીર કબીરદ્દીન શિરબંધ લાવ્યા,
ઇસલામ શાહોની વારજી. ૧

કે જીરે ભાઇ ! શાહોજીએ શિરબંધ ગુરૂજીને આપી,
પીર હશનશાહ નામ ભણાવ્યાજી. ૨

કે જીરે ભાઇ ! કલંતર વેલામાં મોહોરજ આપી,
અને ધરમના મેરમ હુવાજી. ૩

કે જીરે ભાઇ ! ઇમામદ્દીન પાટજ લાએ,
*જાંબુદ્રીપમાં આવી બેઠાજી. ૪

---

* શ્રી. ગોર ને નરનું છેવટ સ્થળ શ્રી સદ્દગોર ઈમામશાહે સ્પષ્ટ દેખાડયું છે. છતાં તેઓનાજ વચનામૃત વાંચનારા કેટલાક અભાગી જીવડા ભીંતે ભટકાઈ, મોંઢું ખટાણું કરી દઈ, ઈમાનીનો દાવો કરી, દુષ્ટતા કેવી પ્રગટ કરે છે ? તે જરા પાછું વાળી જોતા નથી ! કે, સત્ય શું છે ?

કે જીરે ભાઇ ! ફલંતર વેલામાં રચના કીધી,
[1]નર નુરશાહ હમ્ ઘર આયાજી, ૫

કે જીરે ભાઇ । હમ ઉપર શાહે મેહેરજ કીધી,
નર મહમદશાહ નામ ભણાયાજી, ૬

કે જીરે ભાઇ ! રચના તમારી રૂડેરી કહિયે,
અમરાપુરી તે દેખાડીજી. ૭

કે જીરે ભાઇ ! ભીતર પલંગે ત્યાં સેજ બીછાઇ,
ઉસ ઉપર હમ જઈ બેઠાજી. ૮

કે જીરે ભાઈ ! ઇન્દ્ર ઇમામદીને કહી સુણાયા,
હૈડે હરખ નાં માએજી, ૯

કે જીરે ભાઈ ! હરખ ઉભરી અનગણા હુવા,
ઋષિવર સાંભલો જ્ઞાનજી. ૧૦

સંપૂર્ણ.



૧ નરનુશાહ=નુરમહંમદશાહ ( મહંમદ બીન ઇસ્લામશાહ કહે છે તેમને નુર શાહ વલીજી પણ કહે છે.)

# શ્રી સદ્‌ગોર પીર ઈમામશાહ બાવાનું જ્ઞાન. ૪

શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા.

કે જીરે ભાઈ! પીર કબીરદીને સાકરદીની,
સોહમ લઈ મુખમાંહે મેલીજી. ૧

કે જીરે ભાઇ ! દુશરી ફેરા હમકું તસબી દીની,
હમ સો લઇ ગલે લગાઇજી. ૨

કે જીરે ભાઇ ! વેદ વચન ફીર હમકું દીયા,
કહે ત્રવેણી જાઇ ખેલોજી. ૩

કે જીરે ભાઇ ! કોલ લઈ હમ મકાનું ગયા,
ત્યાં શાહોનાં તેડાં આવ્યાજી. ૪

કે જીરે ભાઈ। નૂરમહંમદશાહ નામે ખત લખાણા,
તે ચંદન વીર લઈ આવ્યાજી. ૫

કે જીરે ભાઇ ! હમ્ તો તભ ઉઠીને ચાલ્યા,
આવ્યા તે મુરિદું માંહીજી. ૬

કે જીરે ભાઈ ! બાવાનાં વચન હમે સર્વે પાલ્યા,
*મુરીદે કોઇએ નવ ગણ્યાજી. ૭

કે જીરે ભાઇ ! ત્યારે હમે પણ તેને મેલી દીધા,
પીર કબીરદીને કહ્યા સબ સાચજી. ૮

કે જીરે ભાઇ ! પીર ઇમામદીન એમજ બોલ્યા,
ગુરૂજીએ એમ ફર્માવ્યાજી. ૯

કે જીરે ભાઇ ! ત્યારે હમ ગુજરખંડ માહે આવ્યા,
પછી ત્યાં કર્યો છે મુકામજી. ૧૦

કે જીરે ભાઈ ! ઈમામદીને સબ કહી સુણાયા,
*ઋષિવર થાઓને હુંશિયારજી. ૧૧

સંપૂર્ણ.



* શ્રી પીર કબીરદીન સાહેબના ફર્માનો ન માનનારા સત્પંથી હોય જ નહિ, તેમ તેઓને સત્ય ધર્મ સુઝે પણ નહિ

# શ્રી સદ્દગોર પીર ઈમામશાહ બાવાનું જ્ઞાન. ૫

## શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

કે જીરે ભાઈ! શાહાજીના ખતમાં એસાજ લિખીયા,
*ઇમામશાહ હમ્ તમ ઘર આવેજી. ૧

કે જીરે ભાઈ! ગોર બ્રહ્માએ તમને વેદજ સોંપ્યા,
હવે રચના રચાવો ફેરીજી. ૨

કે જીરે ભાઈ; ચંદન વીર તમને તેડવાને આવ્યા.
હવે વહેલા તમે આંહી આવોજી. ૩

કે જીરે ભાઈ! ત્યારે હમારા મનમાં ઉછરંગ આયા,
બાવાનાં બોલ સર્વે સાચજી. ૪



* આવા પવિત્ર દિવા જેવા દશ્યો પણ મમતાનાં પડલવાળાને ન સૂઝે.

કે જીરે ભાઈ! અમે ત્યારે ઉતાવળા હુવા,
ત્યાં કોણે તે હમને ના જાણ્યાજી. ૫

કે જીરે ભાઈ! અમ ઉપર કેનું ભાર નવ રાખ્યું,
સઉ સઉનું આપજ જાણેજી. ૬

કે જીરે ભાઈ; અમારે તો શાહ દરગે જાઉં,
અમે વેદ કર્યા પ્રકાશજી, ૭

કે જીરે ભાઇ ! ગોર બ્રહ્માનું ભાર અમ ઉપરે રાખ્યું,
તે ચંદન વિર લાવ્યાજી. ૮

કે જીરે ભાઈ! ચંદન વિર હમ ભેળા જો રેહવે,
અમે આવ્યા તે અમદાવાદજી, ૯

કે જીરે ભાઈ! ખંડ ગુજરાત માંહે તખત રચાયા,
રચના રૂડી સાહેબે કીધીજી. ૧૦

કે જીરે ભાઈ! ભણે પીર ઈમામશાહ પોતે વરદાઈ,
બેઠા તે ગીરમથા ગામેજી. ૧૧

સંપૂર્ણ

# શ્રી સદ્દગોર પીર ઈમામશાહ બાવાનું જ્ઞાન. ૬

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

કે જીરે ભાઈ! હમે વરષ પાંચના હતા,
ને રેહતા ઉંચ નગર માંહેજી. ૧

કે જીરે ભાઈ! તે, સ્થાને ત્રણ જોગી આવ્યા,
ઝોલી તે લાવીયા સાથજી, ૨

કે જીરે ભાઈ! એકનું નામ કેશર કહિયે,
બીજો મધ કેશર જાણજી. ૩

કે જીરે ભાઇ ! ત્રીજો જોગી કેશાપુરી કહિયે,
તે આવ્યા ત્રણ ત્યાં સાથજી. ૪



કે જીરે ભાઈ! ત્રણ ગાડી ભરી દશોંદ લાવ્યા,
રૂપીયા સાડાસાત લાખજી. ૫

કે જીરે ભાઈ! ઉપર ત્રણ રૂપીયા કહિયે,
લાવ્યા પોતાની સાથજી. ૬

કે જીરે ભાઈ! જોગી તે તો કહેવાને લાગ્યા,
*ગુરૂજી તે હમને બતાવોજી. ૭

કે જીરે ભાઈ! ગુરૂ તેજે જોત પ્રકાશે,
દશોંદ લેવેજ સોહીજી. ૮

કે જીરે ભાઈ! સર્વે મલી વિચારજ કરે,
મોટું રૂપ કેમ લેવાએજી? ૯

કે જીરે ભાઇ! શમ્સ તે તો વરદાઇ કહીયે,
આપણમાં નહિ તેવી કુત. ૧૦

કે જીરે ભાઇ! પીર ઇમામદીન એમજ કેવે,
સાહેબ છે સૌનો સરદારજી. ૧૧

સંપૂર્ણ.

---

* તાજદીન કાકા જીવતા હતા ને પીરની ગાદીએ બિરાજતા હતા! તો દશોંદ જોગીઓની કેમ ન લીધી? સત્પંથીઓ જ સત્યને ખોળી સેવે છે. પ્રપંચીઓ જ આડંબરે વળગી પડી પ્રપંચ પુજે છે.

# શ્રી સદ્દગોર પીર ઈમામશાહ બાવાનું જ્ઞાન. ૭

શ્રી સદ્દગોર બ્રહ્મા ચાવા.

કે જીરે ભાઇ ! હમે ચાલીને આગળ આવ્યા,
બીજાનું ના લીધું નામજી. ૧

કે જીરે ભાઇ ! પીરશમ્મસ દેવ પરકાશયા,
*અને કરિયાતે સહુના કામજી. ૨

કે જીરે ભાઇ ! ગંગા જુમના મુખમાં દેખાડી,
જાહેર જોત પ્રકાશીજી. ૩

કે જીરે ભાઇ ! કેશવપુરી મુલતાનનો કહીયે,
નવે ગ્રહ દીઠા તેણે હાથજી. ૫

કે જીરે ભાઇ ! ઇમામદીને અંતર ખોલ્યા,
[1]ત્યાં કેવળાશી તે તો કહેવાયાજી. ૫

---

* શ્રી પીર કબીર દીન પછી જે ખરા વારસ હતા તે પ્રગટ થયા, જૂઠને સંતાવું પડયું છે. હયાત નથી તેની વાત તો નવિન જ છે.

૧ કેવળાશી=કૈલાશી.

કે જીરે ભ્રાઇ ! ગુરૂનાં જોગ પંથે દેખાડયા,
તે તો આવીને લાગ્યા છે પાએજી. ૬

કે જીરે ભાઇ ! હમને રૂપીયા સર્વે સોંપી,
રજાતે જોગીયોએ લીધીજી. ૭

કે જીરે ભાઇ ! સર્વે ભાઇયોએ તે વહેંચી લીધી,
હમે તો શાહ દરગાએ ચાલ્યાજી. ૮

કે જીરે ભાઇ ! અમને અમરાપુરી જોવાની આશ,
ત્યારે બાર વરસનાં આપેજી. ૯

કે જીરે ભાઇ ! માગશર તારીખ ચતુરદશી કહીયે,
ત્યારે પોહોંતા અમરાપુરી માંહેજી. ૧૦

કે જીરે ભાઇ ! વરસ ત્રણ ત્યાં તો રહ્યા,
આવીને નુર શાહની પાસ. ૧૧

કે જીરે ભાઇ ! વરસ પંદરની ઉમ્મર હુઇ,
તે વરજા શહેરમાં વાસજી. ૧૨

કે જીરે ભાઇ ! નુરે નારાયણે વાચા દીધી.
જાવો ખેલો તમે જુગતેજી ૧૩

કે જીરે ભાઇ ! પીર ઇમામદીન કહે કઇલાશી,
ઋષિવરો સાંભળો જ્ઞાનજી, ૧૪

સંપૂર્ણ.

# શ્રી સદ્દગોર પીર ઈમામશાહ બાવાનું જ્ઞાન. ૮

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

કે જીરે ભાઇ ! બાપદાદાની જમાતમાં આવ્યા,
તે સુદર દીન કબીર દીન વખાણોજી. ૧

કે જીરે ભાઇ ! હમને કેણે માનનાં દીધું,
ત્યારે ઉઠીને અલગા રહ્યાજી. ૨

કે જીરે ભાઇ ! એક માણસે હમને રોટી આપી,
હમે જણ બે ત્યાં આરોગ્યાજી. ૩

કે જીરે ભાઇ ! હમને ઓલખાણ એ જીવની આવી,
ત્યાં આશિષ હમે આલીજી. ૪



કે જીરે ભાઇ ! પીર ઈમામદીન કહે અમ ઘર આવો,
અમરાપુરી મોઝારજી. ૫

૫

કે જીરે ભાઇ! વખાર ઉપર હમને આણી આલી,
રોટી ખાઈ પાણી પીધાજી. ૬

કે જીરે ભાઇ! હમારા બાવા પાસે વાશો તમારો,
પીર કબીરદીન હાથે ઝાલેજી. ૭

કે જીરે ભાઇ! પ્રેમજી ખોજો તેનું નામજ જાણો,
લાકડીયા ગામમાં રહેતોજી. ૮

કે જીરે ભાઈ! અમરાપુરી પીર કબીર દીનને હાથે,
હમારા બાવા સોહી જાણોજી. ૯

કે જીરે ભાઈ! હમસેં અલગા રહી કેણી કોરે જાશો?
*અમારપુરી કેમ પામોજી? ૧૦

કે જીરે ભાઇ! અમરાપુરીમાં સર્વે અમારા બેઠા,
સર્વે દરવાજે તેની ચોકીજી. ૧૧

કે જીરે ભાઇ! કેણી કોરે પીર કબીરદીન લાવે?
જયાંથી અમરા પુરીએ આવો! ૧૨

કે જીરે ભાઇ! મારગ હમને કોઇ ના સૂજે,
જયાં થકી તમને તેડી લાવેજી. ૧૩



કે જીરે ભાઇ! ગોરનર જેણે નાં ઓળખ્યા!
જાસે તે જમને દરબારે. ૧૪

કે જીરે ભાઇ! ગોર હશન કબીરદીનને હમકુ વરદીના,
*બ્રહ્મઅવતાર જબ પુરણ હુવાજી. ૧૫

કે જીરે ભાઇ! ગુરૂ બ્રહ્મા, વિષ્ણુ, માહેશ્વર કહીયે,
સર્વ દેવ હમ સંઘાતીજી. ૧૬

કે જીરે ભાઇ! હમે આવીને ઇંયા તખત રચાયા,
તે[1] શ્રી નુરશાહને નામેજી. ૧૭

કે જીરે ભાઇ! ભણે પીર ઇમામશાહ હમ ઘર આયા,
સો નર અલી મહંમદશાહ વખાણોજી. ૧૮

સંપૂર્ણ.

* સત્યને માનવું! જેને સત્ય ભાવનાઓ હોય છે તેને જ વ્હાલું લાગે છે. મૂર્ખાને જૂઠ ગમે છે. મોએ પીર કબીરદીનનાં શિષ્ય કહેવરાવી, તેની આજ્ઞાઓને પગે ખૂંદે છે.

૧ મહંમદ બીન ઈસ્લામ શાહ કહે છે તે.

# શ્રી સદ્દગોર પીર ઈમામશાહ બાવાનું જ્ઞાન. ૯

### શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

કે જીરે ભાઈ! ત્યાંથી ચંદન વિરજ લીધા,
તેનું નામ છે હાજર બેગજી. ૧

કે જીરે ભાઇ! માતા ઉનુંકી મરિયમ કહીયે,
પિતા તે મીરખાન જાણેજી. ૨

કે જીરે ભાઇ! [1]નર નુરશાહના વારામાં આવ્યા,
હમને વર દીધો તો એણેજી. ૩

કે જીરે ભાઇ! હમે તમારે મકાને આવ્યા,
અને ખંડ ગુજરાતની માંહીજી. ૪

કે જીરે ભાઇ! વરસ સોળના હમે આવ્યા,
જાંબુદ્વીપ મોઝારજી. ૫



૧ મહંમદ બીન ઈસ્લામ શાહ કહે છે તે.

કે જીરે ભાઇ ! ચન્દ્દન વિરને વરસ ચોરાસી,
આવ્યા ગીરમતે ગામેજી. ૬

કે જીરે ભાઇ ! સંઘ એક ગોમતી કાંઠે જાએ,
અઢાર હજાર જીવ સાથેજી. ૭

કે જીરે ભાઇ ! હમે [1]નુરશાહને સંભાર્યા,
દ્વારકાં તો ત્યાં દેખાડીજી. ૮

કે જીરે ભાઇ ! કૃષ્ણ છોગાળો રમી રહ્યો,
ગોમતીમાં તે સર્વે નાહેજી. ૯

કે જીરે ભાઇ ! સંઘે સર્વે ઇમાન આણ્યું,
કૃષ્ણજી જોયા આપોઆપજી. ૧૦

કે જીરે ભાઇ ! સંઘવીને ત્યાં મુખી થાપ્યો,
જમાત સર્વ ઘેર જાએજી. ૧૧

કે જીરે ભાઇ ! ઇમામપુરીનો મંડપ બાંધ્યો,
વખત તે શાહજીને કાજજી. ૧૨

કે જીરે ભાઇ ! ભણે પીર ઇમામશાહ એમ કહેવે,
સેષ્ટ ગુરૂએ રચનાં કીધીજી. ૧૩

સંપૂર્ણ.



---

૧ નુરશાહને સંભાર્યા=મહંમદ બીન ઈસ્લામ શાહે નર જામો શ્રી. ઈમામશાહ બાવાને સોંપ્યો હતો તે કહે છે.

# શ્રી સદ્દગોર પીર ઈમામશાહ બાવાનું જ્ઞાન ૧૦

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

કે જીરે ભાઈ ! હમારા બાવાએ હસીને કહ્યા,
મૃત લોકે મોહોલ બનાવોજી. ૧

કે જીરે ભાઇ ! ત્યાંથી હમે શાહ દરગે ગયા,
શાહ ઘણું રાજી હુવાજી. ૨

કે જીરે ભાઈ ! રાજીપો રાખી હમને રજા આપી,
*હમ તમ પાસે સહી આવેજી. ૩

કે જીરે ભાઈ ! કોલ લઇને અમે ત્યાંથી ચાલ્યા,
આવ્યા તે શેહેર દિલ્લી માંહેજી. ૪

કે જીરે ભાઈ ! કાજી ! મુલ્લાં ત્યાં બહુજ આવે,
અમ શું કરે તે તો ચેરાજી. ૫



---

* નરની કળા આપવાનો ફર્માન.

કે જીરે ભાઈ! નિમાઝ ન પડે ને મસીતે બેઠા!
બહીલોલ શાહ ત્યાં આયાજી. ૬

કે જીરે ભાઈ! શાહે હમકું બુલાકર કહ્યા,
સાહેબ નિમાઝ કયું ન પડોજી? ૭

કે જીરે ભાઇ! ત્યારે હમે તો એવી રીતે બોલ્યા,
હમ મુશાફર મસીતે બેઠાજી. ૮

કે જીરે ભાઇ। શાહ કહે જમાતકું નિમાજ પઢાવો,
તમ્હ હો સૈયદ સાદાતજી. ૯

કે જીરે ભાઇ! નિમાજ પઢે ને શિજદા એ દેવે,
તેમ મુનારા પઢે નિમાજજી. ૧૦

કે જીરે ભાઇ! બાદશાહકું તબ ખંતજ લાગી,
પીર સાહેબ પઢો નિમાજજી, ૧૧

કે જીરે ભાઇ! નિમાજ પડીંગે હમ તુમારે સાથે,
દો અક્ષર આલમ શું લિખ લેણાજી ૧૨

કે જીરે ભાઇ! અક્ષર લખાવી ગુરૂએ નિમાજ ગુજારી,
કોટ મુનારે શિજદા કીયાજી. ૧૩

કે જીરે ભાઇ! ભણે પીર ઇમામશાહ હમે નિમાજ પઢીયા,
તે શેહરમાં પડીરે પૂકારજી. ૧૪



સંપૂર્ણ.

# શ્રી સદ્‌ગોર પીર ઈમામશાહ બાવાનું જ્ઞાન. ૧૧

શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા.

કે જીરે ભાઇ ! કાજી મુલ્લાં સરવે એકઠા હુઆ,
પીર સાહેબ પઢો નિમાજજી. ૧

કે જીરે ભાઈ ! નિમાજ પઢણે કા વખતજ હુવા,
નિમાજ નૈયત ગુજારીજી. ૨

કે જીરે ભાઇ ! મસ્જીદ મુનારા સિજદે મેં આયે,
સો નિમાજ સું ફારિગ હુવાજી. ૩

કે જીરે ભાઇ ! પીર સાહેબે હુકમજ કરીયા,
ત્યારે મસ્જીદ મુનારા રૂકુ એ આયાજી. ૪



કે જીરે ભાઇ ! સર્વે લોક ત્યાં જોઇ રહ્યા,
ઉઠણે વખત ગુરૂજી બોલ્યાજી. ૫

કે જીરે ભાઇ ! બાદશાહકું પીર યુંકર કહ્યાં,
ફીનકું ઉઠણે નાં દેણાજી. ૬

કે જીરે ભાઇ ! કાજી મુલ્લાંકું પીરયું કહ્યા,
નિમાજ એસી તરેહ કરનાજી. ૭

કે જીરે ભાઇ ! હમદો ફુલ રિકાતજ પડીયા,
દો રિકાતું મે હે બરકતજી. ૮

કે જીરે ભાઇ ! તબ પીર સાહેબ કુંસલામ કરીયા,
સર્વ ખાદિમ પીરકા હુવાજી. ૯

કે જીરે ભાઇ ! ભણે પીર ઇમામશાહ નિશાન રાખ્યા,
એ મુનારા બાકાં રહ્યાજી. ૧૦

સંપૂર્ણ.

# શ્રી સદ્દગોર પીર કબીરદ્દીનનું જ્ઞાન. ૧૨

### શ્રી સદ્દગોર બ્રહ્મા ચાવા.

કે જીરે ભાઇ ! ત્યાં થકી હમે આપે સીધાર્યા,
આવ્યા કાશીખંડ માંહેજી. ૧

કે જીરે ભાઇ ! વેદ વિધિ બીના જાપ જપાવે,
ત્યાં કાશી વણારસી કે નાથજી. ૨

કે જીરે ભાઈ ! ત્યાંના લોક બહુ સરગી કહેવે,
નાથનાં કરે બહુ વખાણજી. ૩

કે જીરે ભાઇ ! પૂર્વ દિશાએ સઉ નમસ્કાર કરે,
મુખે વેદ ભણે પરકાશજી. ૪



કે જીરે ભાઇ ! ગાયંત્રી ગીતા ષટ કર્મજ સાધે,
સ્નાન સંધ્યા કરે સારજી. ૫

કે જીરે ભાઇ ! અમે જઈ ત્યાં ડેરામાં બેઠા,
અમશું કરીયું તે ઘણી વાતોજી. ૬

કે જીરે ભાઇ ! હમે તો ઉનકું શાસ્ત્ર સમજાયા,
કેશવપુરી મુલ્તાની આયાજી. ૭

કે જીરે ભાઇ ! હમે તો ઉનકું ભેદ સમજાયા,
પશ્ચિમ દિશે અલી અવતરીયાજી. ૮

કે જીરે ભાઇ ! હમે જાપ તેને ભણાયા,
શ્રી નિષ્કલંકી રૂપે નારાયણજી. ૯

કે જીરે ભાઈ ! મુખી નામોરી નામ તં બોલી,
નહી કાં હૈ તેનાં ઘર ઠામજી. ૧૦

કે જીરે ભાઇ ! કેશવપુરજે મુલ્તાનમાં આવ્યા,
જોગી જમાત જપે એ નામજી. ૧૧

કે જીરે ભાઇ ! તે જોગીએ હમને ત્યાં ઓળખ્યા,
ત્યાં સતપંથ ધર્મ રચાયાજી. ૧૨

કે જીરે ભાઇ ! ધર્મ મારગનો મર્મ બતાયો,
સુધા ઋષિવર ત્યાં વીરજી. ૧૩

કે જીરે ભાઇ ! ભણે પીર ઇમામશાહ તમે સાચું જાણો,
ગુરુ બ્રહ્માએ વેદ બતાયાજી. ૧૪



સંપૂર્ણ.

# શ્રીસદ્દગોર પીર સુદરદીન સાહેબનું જ્ઞાન.૧૩

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા

કે જીરે ભાઇ ! દક્ષિણ દેશ માંહેજ રમવાને ચાલ્યા,
તે સોનગઢ માંહેજ આવ્યાજી. ૧

કે જીરે ભાઈ! સોનગઢ માંહે અમે જઇને બેઠા,
રચના તે રૂડી રચાવીજી. ૨

કે જીરે ભાઇ! સેવક ત્યાં અહીં ઘણા આવ્યા,
આવ્યા લાહેરા ગામ માંહેજી. ૩

કે જીરે ભાઇ ! ત્યાં વમરસ ભક્ત સુરભાણ જાણો,
તે કરે છે ગુરુનાં જ્ઞાનજી. ૪



કે જીરે ભાઇ! પીર શમ્મસે ત્યાં રચનાં કીધી,
ત્યાં હમો આપે ચાલી આવ્યા. ૫

કે જીરે ભાઇ ! વિમરસ સુરભાણ તીયાં બેઠા,
શાહ શમ્મસનાં કરે છે વખાણજી. ૬

કે જીરે ભાઇ ! લોક રૈયત ત્યાં બ્રાહ્મણ જોગી,
સર્વ સત્યવંતા રૂડા દીસેજી. ૭

કે જીરે ભાઇ ! તેણે હમસુ બહુ આદર કરીયા,
ત્યાં રહ્યા અમે ષટ માસજી. ૮

કે જીરે ભાઇ ! ત્યાંના લોક તો બહુજ મલિયા,
મુખી શ્રીસંગજી શેઠજી. ૯

કે જીરે ભાઇ ! ભણે પીર ઇમામશાહ ધરમ ધાઓ,
સંત્યવંતી લોક સર્વે આવેજી. ૧૦

સંપૂર્ણ.

# શ્રી સદ્‌ગોર પીર ઈમામશાહ બાવાનું જ્ઞાન. ૧૪

સદ્‌ગોર બ્રહ્મા વાચા

કે જીરે ભાઇ ! ત્યાં થકી હમે આપ ચાલ્યા,
આવ્યા તે માળવાની માંહેજી. ૧

કે જીરે ભાઈ! માળવા મધે છે ઉજ્જન ગામ,
ત્યાં આવીતે અમે બેઠાજી. ૨

કે જીરે ભાઇ ! પુરે જેસંગમાંહે અમે આવ્યા,
સત્પંથ સમજાવ્યા સારજી. ૩

કે જીરે ભાઇ ! જમાત ત્યાં આગે હતી,
તે છે છીપા ધોબી નાતજી. ૪



કે જીરે ભાઇ ! તેમાં હે મુખી વજીર છીપો;
તૈયાં ધરમ વધાર્યાજી. ૫

કે જીરે ભાઇ ! ત્યાં હિંદુ મુસલમાન બેહોતજ આવે,
ત્યાં જ હમે થાનક થાપ્યાજી. ૬

કે જીરે ભાઇ ! નગર સારા ત્યાં ઉજ્જન કહીયે,
તેમાં સત્ય સત્પંથ ધરમ રચાયાજી, ૭

કે જીરે ભાઇ ! સત્પંથ તે ઉત્તમ પાલ્યા,
ગુરુજ્ઞાન જેને છે વ્હાલાજી, ૮

કે જીરે ભાઇ ! ગુરુનાં જ્ઞાને જે મુનિવર રાતા,
તેનાં સીધા તે સર્વે કાજ, ૯

કે જીરે ભાઇ ! સત્ય સંતોષી દશોંદી દિદારી.
ઇમાની ઊતરશે પારજી. ૧૦

કે જીરે ભાઇ ! ગોર ઇમામશાહ અમીરસ બોલ્યા,
મુનિવર સમજો સત્યવાણજી. ૧૨

સંપૂર્ણ.

# શ્રી સદ્દગોર પીર ઈમામશાહ બાવાનું જ્ઞાન ૧૫

### શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા

કે જીરે ભાઇ ! ત્યાંથી હમે ગુજરાતમાં આવ્યા,
ત્યાં ધર્મ ધ્યાન બહુ હુવાજી. ૧

કે જીરે ભાઇ ! ત્યાં તો ધર્મની રચના જો કીધી,
અમરાપુરીનાં રચીયા વાસજી. ૨

કે જીરે ભાઇ ! કાનમ દેશના સેવક આવ્યા,
ચિલોતર દેશનાં સંઘ આવ્યાજી, ૩

કે જીરે ભાઇ ! કચ્છ દેશનાં કુણબી આવ્યા,
તે આવી બેઠા હમારે પાસજી, ૪



કે જીરે ભાઇ ! એ રૂડી રચનાં અતીજ કહીયે,
જે દેશદેશનાં ધર્મિ આયાજી. ૫

કે જીરે ભાઈ! ઉત્તર રામવાડા આવીને મલિયાં,
દેવ ઋષિવર સર્વે આયાજી. ૬

કે જીરે ભાઈ! કચ્છના કુણબી હમને તેડી સધાવ્યા,
સર્વે હમ સાથે આવ્યાજી. ૭

કે જીરે ભાઈ! હમે ફરતા ફરતા આવીને બેઠા,
તે બેઠા તે રામવાડા માંહેજી, ૮

કે જીરે ભાઈ! હમે રામવાડા માંહે જઇને બેઠા,
ત્યાં મુનિવર સર્વે આવ્યાજી. ૯

કે જીરે ભાઈ! કચ્છના કણબીના ગામ છે ઘણા,
ત્યાં રચના રૂડેરી રચાઇજી. ૧૧

કે જીરે ભાઈ! એસો જ્ઞાન પીર ઇમામશાહ બોલ્યા,
હમે કચ્છમાં કર્યા મેલાણજી. ૧૧

સંપૂર્ણ.

# શ્રીસદ્દગોરપીરઈમામશાહબાવાનું જ્ઞાન ૧૬

સદ્દગોર બ્રહ્મા વાચા.

કે જીરે ભાઇ ! ત્યાં રે બેશીને હમે એમજ કહ્યા,
રામ વાડેથી આઘા નહિ જાવુંજી. ૧

કે જીરે ભાઇ! રામ વાડેથી આથમણા નહી જાવું,
આપણા ધરમીને કરીયા વારેજી. ૨

કે જીરે ભાઇ ! પીરાણાથો ચારે દિશે જાવા,
રામવાડેથી આથમણા ધર્મિં નાંહીજી. ૩

કે જીરે ભાઇ! એવી રીતે સર્વ ધર્મિંને કહ્યા,
તે સાંભળો ઋષિવર વિરજી. ૪



કે જીરે ભાઇ! ઋષિવર તેજે ગોર નરને આરાધે,
દુનિયાશું ન રાખે વ્યવહારજી. ૫

કે જીરે ભાઇ ! ધર્મિશું ધર્મ વ્હેવાર કીજે,
જુઠાને દીજે ટાળોજી, ૬

કે જીરે ભાઇ ! સંસાર સ્વપ્નું સત્યવંતા જાણે,
અધર્મિને છે ઉચ્છરંગજી. ૭

કે જીરે ભાઈ! અધર્મિ તે જે ઉણિયાચારી,
જે ક્રીયા કૃતવ્ય નવ જાણેજી. ૮

કે જીરે ભાઇ ! ક્રીયા હીણાનાં કાજ નવ સરે,
મુનિવર નો મેલો તેને નાંહીજી. ૯

કે જીરે ભાઇ ! ગુરૂનાં વચન ન માને જે આપે,
ને સ્વાર્થે જીવડો રાચેજી. ૧૦

કે જીરે ભાઇ ! આપણા કર્યા કછુ કામ ન આવે,
સાહેબજી શું નેહ કરનાંજી. ૧૧

કે જીરે ભાઇ ! આપણો સાહેબ આશા જ પૂરે
પીર બોલ્યા ઇમામશાહ સારજી, ૧૨

સંપૂર્ણ

# શ્રીસદ્‌ગોરપીરઈમામશાહબાવાનું જ્ઞાન ૧૭

( આ જ્ઞાન અમદાવાદ આવ્યા પછીનું છે. )

### શ્રી સદ્‌ગોર વાચા

કે જીરે ભાઇ ! કાજી મુલ્લાં શાહ શું વાતજ કરીયા,
પીર સાહેબ કું મહેમાની દેનાજી. ૧

કે જીરે ભાઇ ! બાદશાહશું મલીને પરિયાણુજ કીયા,
બીલાડી લઇ પધાર્યાજી, ૨

કે જીરે ભાઇ ! સર્વ લોક ત્યાં હાજર હતા,
હમ આગલ ખાણા ધરીયાજી. ૩

કે જીરે ભાઇ ! તબ હમે એણી પેરે કહ્યા,
ઉઠ બીલાડી ચલી જાઓજી; ૪

કે જીરે ભાઇ ! હમ આગલ બાદશાહ ખાણા લે આયા,
હમારા ગુના કરો માફજી. ૫

કે જીરે ભાઇ ! હમે કહ્યા યે ખાણા નહિ ખાવેં,
તબ બાદશાહ દિલગીર હુવાજી. ૬

કે જીરે ભાઇ ! શાહકે ખાણેમેં પીરે હાથજ ધરીયા
તબ રકત પાચ સબ હુવાજી. ૭

કે જીરે ભાઇ ! એસા ખાણા હમ કબી ન ખાવેં,
તબ મહમદ બેગડા પાએ પડીયાજી. ૮

કે જીરે ભાઇ ! મહંમદ બેગડા કહે કછુ કબુલો,
બેટી હમારી તમકુ દીજેજી. ૯

કે જીરે ભાઇ ! મીરા મહંમદશાહ હમારા બેટા આવે,
સો ઉનકુ તમારી બેટી દેણાજી. ૧૦

કે જીરે ભાઇ ! બાદશાહ ને હમ તબ રાજી હુવા,
મહંમદ બેગડે બેટી પરણાવીજી. ૧૧

કે જીરે ભાઇ ! ભણે પીર ઇમામશાહ એવી જ વાણી,
મીરાં મહંમદશાહકું પરણાયાજી ૧૨



સંપૂર્ણ

# શ્રીસદ્દગોરપીરઈમામશાહબાવાનું જ્ઞાન ૧૭

**શ્રી સદ્દગોર બ્રહ્મા વ ચા**

કે જીરે ! અમર ફલ છે ગુરૂજીને હાથે,
ગોર બ્રહ્માજીનો છે અવતારજી. ૧

કે જીરે ભાઇ ! ૧કલપ જુગે નર ગોરની પાસે,
તે એક નુર તમે જાણોજી, ૨

કે જીરે ભાઇ ! નુરે નુર સર્વ આલજ ચાલી,
એ ગુરૂજીનું રૂપ પીછાણોજી. ૩

કે જીરે ભાઈ ! વેદ ઇલમ માંહે ગુરૂજીની સાખ,
તેને દોએ કરી મત જાણોજી. ૪



૧ શ્રીનરનાથ શાહોજી જ્યારે ગુપ્ત રહેવાનાં હોય, ત્યારે નરની કળા ગોર બ્રહ્માજીનાં પાત્રમાં રહે છે તેવી સનાતન પવિત્ર પ્રથાને પણ નહિ જાણનારા પોતાને શું જોઈ સત્યપંથી કહેવસવતા હશે !

કે જીરે ભાઇ ! ૧કલિયુગ માંહે ગોરે રૂપ છુપાયા,
રખે ગાફલ ભુલી જાઓજી. ૫

કે જીરે ભાઇ ! પશ્ચિમ દિશે જે પીયાણા કરીયા,
જે નકલંકી નારાયણજી. ૬

કે જીરે ભાઇ ! અલીરૂપે અવતારજ કીયા,
નબી મહંમદ ગોર આયાજી. ૭

કે જીરે ભાઇ નબી મહંમદ ગોર બ્રહ્મા જાણો,
તે સદ્દગોર નુર નિર્વાણજી. ૮

કે જીરે ભાઇ ! નુરે સરજી આયા,
તે અવતારે અવતારજી. ૯

કે જીરે ભાઇ ! શ્રી ઇસ્લામશાહે અવતાર ધરીઆ,
પીર સોદરદીન વર પાયાજી. ૧૦

કે જીરે ભાઇ ! બાર કરોડનાં ભરણ ભરાયા,
પીર કબીરદીન ભલે આયાજી. ૧૧

કે જીરે ભાઇ ! અનન્ત કરોડનાં વરજો પાયા.
ગુરૂ હશનશાહ વરદાઇજી. ૧૨



---

૧ શ્રીગોર નરના ગુપ્ત રહેવાના સંકેતથી અધુરિયા ધર્મને વગર સમજે વિમુખ થતા જાય છે.

કે જીરે ભાઇ ! તેની આલ ગુરૂ ઇમામશાહ જાણોં,
તે વર નર મહંમદ શાહ ¹વખાણોજી. ૧૩

કે જીરે ભાઇ ! તે ²નર મહંમદશાહ નર અવતાર જાણો,
તે હિમપુરી નગરી મોઝારજી. ૧૪

કે જીરે ભાઈ ! ભણે પીર ઇમામશાહ હાજર હુવા,
ગોર નર પ્રત્યક્ષ પાયાજી. ૧

સંપૂર્ણ.

---

૧ શ્રી શાહોજી નર અવતારે પોતે પીરાણે પધારેલ ! તે પવિત્ર દશ્યને ન જોવા માટેજ અધુરિયાઓ ઠીકરાનાં ચશમાં પહેરી બીજાને પહેરાવવા મથન કરી મલકાય છે.

૨ શ્રી શાહોજી આજ નરઅલી મહંમદ શાહ પોતે નર, ને શ્રીગોર બ્રહ્માપીર ઈમામશાહ ગોર, એ બન્ને પીરાણે ભેગા મલ્યા છે. તે પવિત્ર ફર્માનની પણ મુર્ખાઓ અવગણના કરી સત્પંથી બનવા મથે છે.



શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા.

# શ્રી સદ્‌ગોર પીર ઈમામશાહ બાવાનું જ્ઞાન. ૧૯

કે જીરે ભાઇ ! આજ કલિયુગમાં હરિયે સ્થાનક રચીયો,
હિમપુરી નગરી મોઝારજી. ૧

કે જીરે ભાઇ ! પશ્ચિમ દિશે કેકપુરી નગરી,
જે નકલંકી નામે ભણીયાજી. ૨

કે જીરે ભાઇ ! અથર્વ વેદ ગોર બ્રહ્માજી જાણે.
તે નબી મહંમદ ગુરૂ જાણોજી. ૩

કે જીરે ભાઈ! આસ્માન થકી ગોર બ્રહ્માજી આવ્યા,
સત્ય ગોર નુર નિર્વાણજી. ૪



કે જીરે ભાઇ ! કૂલંતર વેલામાં ગુરૂ હસન કબીરદીન,
ઇસ્લામશાહ ઘર આયાજી.

કે જીરે ભાઇ ! પ્રગટ વેલામાં [1]નુર શાહ આવ્યા,
ઇન્દ્ર ઇમામશાહ વર પાયાજી. ૮

કે જીરે ભાઈ ! સિદ્ધપુર દ્વારકા નગરી કહીયે,
હરિયે કરીયા મેલાણજી. ૯

કે જીરે ભાઇ ! ઇંદ્રિ ઇમામ દીન ગુરૂ બ્રહ્મા કહિયે,
[2]આખરિત વેલામાં આવ્યાજી. ૧૦

કે જીરે ભાઈ ! ગામ ગીરમથા પીરાણા કહીયે,
ત્યાં ગુરૂજીએ કીયા પીયાણજી. ૧૧

કે જીરે ભાઈ ! ઇંદ્રિ ઇમામ દીન પોતે કહે વરદાઇકે
[3]હમ ઘર અલી રૂપે હરિ આવ્યાજી. ૧૨

સંપૂર્ણ

૧ મહંમદ બીન ઇસ્લામશાહ કહે છે તે.

૨ છેલ્લી વેળાનાં ગોર શ્રી ઇમામશાહ બાવા છે.



૩ શ્રી શાહોજીનું શ્રી પીર ઇમામશાહને ઘેર અવતરવું ! ને શ્રી સદ્દગોર બ્રહ્મા પોતે પીર ઇમામશાહ છે, છતાં તે સત્ય વાતને ન માનનારાઓને ચંડાળ, દુષ્ટ, અધર્મિ વિના બીજું શું કહી શકાય ?

# શ્રી સદ્‌ગોર પીર ઈમામશાહ બાવાનું જ્ઞાન. ૨૦

## શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

કે જીરે ભાઇ ! નર નુર શાહા જયારે તખતે બેશે,
સુવર્ણ રાજે ત્યારે થાશેજી, ૧

કે જીરે ભાઇ ! આદે અંતનાં દેવ એકઠા થાશે,
તે સાહેબજી ને દરબારજી. ૨

કે જીરે ભાઇ ! અનંત કરોડીનું ત્યાં ભરણ ભરાશે,
તે શાહેજીને દરબારજી. ૩

કે જીરે ભાઇ ! પ્રેમજી ત્યાં પાટે બેસશે.
ગુરૂ બ્રહ્માજી વાંચે વેદજી. ૪

કે જીરે ભાઇ ! કહે પીર ઇમામશાહ હમ ઘર આયા,
[1]સો કાયમ કરશે રાજજી. ૫



૧. શ્રી ઈમામશાહ બાવાને ઘેર આવેલાજ કાયમ રાજા નરમહં-મદશાહ (નિષ્કલંકી, ઈમામ મેંહેદી) રાજ કરશે, છેવટનો ન્યાય એ કરશે. કેવી પવિત્ર આજ્ઞા ? પ્રપંચીયો કેવા ઉંધા રસ્તા ગોઠવે છે ?

કે જીરે ભાઇ ! અહીં સાચા હસે તે આવીને મલશે,
જુઠા તે જાશે દૂરજી. ૬

કે જીરે ભાઇ ! ઉણિયા ચારીને ઉભા મેલે.
ફળશે તે કરણી સારજી. ૭

કે જીરે ભાઇ ! સાચા ને સ્વામીરાજા પતિજે,
જુઠા સામું તે નાં જોવાએજી, ૮

કે જીરે ભાઇ ! ગુરૂનાં વચન જે ચિત્તો નાં લાવ્યા,
તે જાશે દોજકને દરબારજી. ૯

કે જીરે ભાઇ ! દોજક માંહે સાપ વિંછીજ ભરીયા,
અગનની ઝાલ ત્યાં આવેજી. ૧૦

કે જીરે ભાઇ ! એ અગ્નિને ઝાલે ન રેહવાએ,
એકલા પડીયા ત્યાં રોવેજી, ૧૧

કે જીરે ભાઇ ! મળો ઋષિવરો કરો વધાઇ,
વિરાભાઇ જ્ઞાન વિચારોજી. ૧૨

કે જીરે ભાઇ ! જ્ઞાન વિચારી વાયકે ચાલો,
શાહેજીના મેળામાં આવોજી. ૧૩

કે જીરે ભાઇ ! ભણે પીર ઇમામશાહ સાચજ ચાલો,

ગુરૂના વચનને વિચારોજી. ૧૪

સંપૂર્ણ.

— —

# શ્રી સદ્દગોર પીર સુદરદીન સાહેબનું જ્ઞાન. ૨૧

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા

એજી ! પશ્ચિમથી શાહના દલ આવશે,
અને જંબુ દ્વીપ મોઝારીયાજી. ૧

એજી ! વરજા તે શેહેરમાં અવતર્યા,
મારા ઋષિવરનાં દાતારિયાંજી. ૨

એજી ! ઊંચે ચડું રે ઊંચે ચડું,
જોઉં મારા સદ્દગુરૂની વાટડીઆંજી. ૩

એજી ! કોણ આવ્યા ને કોણ આવશે ?
અને કોણ તે આવણ હારીયાંજી ? ૪



એજી ! પીર સુદરદીન આવીયા પીર કબીરદીન આવશે,

*પીર ઇમામદીન આવણ હારીયાંજી. ૫

એજી ! કોણ ઘોડે કોણ હાથીએ ?
અને કોણ તે તુરિંગ તોખારિયાંજી. ૬

એજી ! પીર સુદરદીન ઘોડે પીર કબીરદીન હાથીએ,
પીર ઇમામદીન તુરિંગ તોખારીયાંજી. ૭

એજી ! મારા સ્વામીરાજા બેઠા પાલખીએ,
ઉપર ચોદિશ ચમર ઢોરાઇયાંજી. ૮

એજી ! ડુંગર તે ઉપર દેખો એક દેરડી.
ત્યાં વશે કનક સોનારિયાંજી. ૯

એજી ! સોની ઘડે શાહની મુંદ્રીકા,
માતાજીનો નવલખ હારિયાંજી. ૧૦

એજી ! પીર સુદરદીન જ્ઞાન બોલીયા,
મુનિવર ભાઇ રહેજો હુશિયારીયાંજી ! ૧૧

સંપૂર્ણ.

---

* શ્રી પીર સુદરદિન સાહેબ પીરની પરંપરા બતાવતા, શ્રી પીર ઈમામશાહને ભવિષ્યનાં પીર તરીકે ઓલખાવે છે. "શાબાશ છે ! એ પીરને માનનારા ભક્તોને કે, પીરશ્રીનાં હુકમને એક ગાંડાના લવારા સમ ગણીકાઢી, ફર્માવેલ શ્રી પીર ઈમામશાને પડતા મૂકી, તૂત ઉભું કર્યું ! એટલે પીર તાજદીનને મરી ગયે (૫૦) વરસ થઇ ગયા છતાં, પીર કબીરદીન પછી તેમનીજ જગ્યાએ તાજદીનને હાજર પીર ગણી લઈ સત્પંથ તજી કુપંથી બન્યા !!!

# શ્રીસદ્દગોર આલઇમામ સદ્દગારનું જ્ઞાન ૨૨.

શ્રી સદ્દગોર બ્રાહ્મા વાચા

જીવ તું શું આવ્યો સંસારમાં !
ઓળખ્યા નહિરે મૂરાર. ૧

નયણે નિહાળ્યા નહિ શ્રીહરિ,
ભૂલ્યો અંધારે ગમાર. ૨

પ્રત્યક્ષ બેઠાને ઓળખ્યા નહિ,
પ્રગટ નકલંકી અવતાર. ૩

જાહેર શેત્ર દ્વીપે હરજી અવતર્યા.
આખર દશમો અવતાર. ૪

* જાહેર જાંબુ દ્વીપે આવીયો.
નર મહમદશાહ અલી આપ. ૫

---

* આવા પવિત્ર શાસ્ત્રોને વાંચનાર અને માનનારાઓજ આવા અપવિત્ર માર્ગેથી પડી મમતાનાં બંધનાં પડેલા મહાબંધમાં સપડાઈ (જુવો પાનું ૯૬ મું.)

સોલ કલા દીસે શોભતી,
નુર તજલ્લારે આપ. ૬

ગોર નર જાહેર બેઉ મલ્યા,
નિરંજન અલી આપ. ૭

આલ ઇમામ ગોરની સેવીએ,
હાજર જામાની આસ. ૮

જીકર ફીકર તમે માંગજો,
હાલ ગતમાં ગુજારી. ૯

ખરી દશોંદ તમે આપજો,
દીધો કોલ સંભારી. ૧૦

માતા ગર્ભે રે તું આવીયો,
સેવીયારે દસ માસ. ૧૧

કોલ દઇને બાહેર નીસર્યો,
હું તું કરવા લાગ્યોરે બાર. ૧૨

(જકડાઇ) સત્યનું અનાદર કરી ઢોંગી પંથે દોડી રહી; બીજાને છેતરી રહ્યા છે. અવશ્ય સતપંથિયો ચેતી ! એવા ઢોંગીયોને નવગજના નમસ્કાર કરશે ! નર મહમંદશાહ રૂપે આવ્યા પછી શાહોજી બીજા  કુલમાં ગયા નથી. તેમ તેવી આજ્ઞા પણ નથી, છતાં પાખંડીયો પાખંડને બદલે જગ છેતરે છે.

ધન સંપત માયા બહુ સંચરી,
જુઠા જગ ધંધા કાજ. ૧૩

કુટુંબ પરિવાર સર્વે પોંખીયો,
ધન જોબન મસ્તીરે માંય. ૧૪

ચારે ખાણે જીવ તું આવીયો,
પામ્યો મનુષ્ય દેહ અવતાર. ૧૫

જીકર ફીકર તમે માંગજો,
લોઢો શાહનો દિદાર. ૧૬

આજ ઇમામ સદ્ગોર બોલીયા,
આખર વેલાનીરે વાત. ૧૭

સંપૂર્ણ

# શ્રી સદ્‌ગોર પીર કબીરદીનનું જ્ઞાન. ૨૩

## શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

એ વિરા ભાઇ ! કરી લો કરણી હંસ પરૂણલા
રખે પસ્તાવો પડશે. ૧

એ વિરા ભાઇ ! વણજ કારણ વિરા કરો હો પડંત્રો,
હંસ જયસા ઘટ નાહીંજી. ૨

એ વિરા ભાઈ ! રતન કાચકે વેરા હારે ભાઇ !
હંસે રતન કેમ છુટસે ? ૩

એ વિરા ભાઇ ! ધણીની સાથે કરીલો કરણી !
તો અમરાપુરી પહોંચોજી. ૪

એ વિરા ભાઈ ! અમર દિદારી ઉસ્કુ કહીયે;
સતી જીવ નિસ્તાર્યાજી. ૫

એ વિરા ભાઈ ! પિંડ પોષે તે જે નર ઘેલા,
સો આવાગમનનો સંગાતીજી. ૩



એ વિરા ભાઇ ! થોડે કારણ ઝઘડા ઝઘડો,
હંસે રતન કેમ છુટેજી ? ૭

એ વિરા ભાઈ! હંસ વિછોડતાં મેલા નાંહી,
દૂર પિયાણા જાણેજી. ૮

એ વિરા ભાઈ! ઉત્તમ કરણી આપણે ગુરૂ શું કીજે,
જાણો તો હુઈ વધાઇજી. ૯

એ વિરા ભાઇ! કહે કબીરદ્દીન ઈંદ્રિ ઈમામશાહ જાણો,
અમર ઢોલેકી શાહીજી. ૧૦

એ વિરા ભાઇ! ૨ નુરમહંમદશાહે નુર દેખાડયા,
તો નરઅલી ભી સોહી જાણો. ૧૨

સંપૂર્ણ.

---

૧ સતપંથી પોતાને કહેવરાવનાર, અને શ્રી પીર કબીરદીન સાહેબને માનનારાઓને સમજવાનું કે, એ કેવી રીતે ગુરૂદ્રોહી બની રહ્યા છે!!! શ્રી પીર કબીરદીનની પછી તુર્તજ વચન લોપી, સતપંથ મૂકી દઈ પીર તાજદીનને (મુવા પછી તેમને) હાજર પીર માનવા લાગી શ્રી ઈમામશાહના શત્રુ બન્યા? ખરાએ સતપંથી (કે ગુરૂદ્રોહી? શ્રી પીર કબીરદીન સાહેબની પવિત્ર આજ્ઞા એ છે કે! હું જે પીર કબીરદીન તેજ શ્રી ઈમામશાહને તેવાજ જાણો. એટલે મારા પછી શ્રી સદ્‌ગોર બ્રહ્મા પીર ઈમામશાહ પોતે મારાબાદ બ્રહ્મગાદીનાં ધણી છે. એજ સનાતન ધર્મનિતી જાણવી. અમ્મર ઢોલો=આદ નારાયણની બાદશાહી એવેજ રૂપે જાહેર જાણો.



૨ નુરમહંમદશાહ=મહંમદ બીન ઈસ્લામશાહનેજ નરઅલી મહંમદશાહ ઓળખજો. એ પોતેજ એક એજ ધણી છે.

# શ્રી સદ્‌ગોર પીર સુદરદીન સાહેબનું જ્ઞાન. ૨૪

## નાના દસ અવતાર

### શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

શાહા તું આપોહી આપ સહી હો સ્વામી;
સ્વામીજી તું બહુ અવતરિયા,
શાહાતું સ્વર્ગ મરત પધ્યાર સ્વામી;
તું સબની થાન નિરંજન,
*સિત્તોતેર પાત્ર ઈમામ ચાલીસ;

* આ નાના દશ અવતાર પીર સુદરદીને કહ્યા છે. જેમાં ભવિષ્ય કહેવામાં આવ્યું છે. તે ઈમામોની સંખ્યા ફક્ત ચાલીસનીજ કહી પાત્રની સંખ્યા સિત્તોતેરની બતાવી છે. એટલાજ શરીરોમાં શ્રી દશમો અવતાર સમાપ્ત થાય છે. એ સીદ્ધ કર્યા છતાં એ પીરને માનનારાઓ પાત્રની સંખ્યામાં સંતોષ માને છે. પણ ઇમામની સંખ્યામાં સંતોષ એમનો રહી શકયો નહી. એ પીરનાજ વચનો ઉલટાવી જૂઠા ઠરાવવા ઉતાવલા બની રહ્યા છે! હાલ તો ચાલીસને જૂઠા જણાવી અડતાલીસે પહોંચ્યા ! એમને એટલી સંખ્યાએ નક્કી નથી થતું ભવિષ ઉપર જે થાય તે વધારે! એવા ઈમામના થાંભલાઓની: ધર્મ રૂઢી કેવી લેખવી? સત્પંથી કે જુઠનું પ્રદર્શન !

દશમે અવતરિયા, અવતાર પાત્ર ઇમામ તું ;
હું બલિહારી અપરંમ પરા.
શાહ તું મચ્છ રૂપે થીઆણો સ્વામી, તો જલે
આપ પખાર્યા;
શાહ તું વેદ બ્રહ્માએ જોગદીને, સંસાર શણગાર્યા,
એ જ્ઞાની ગાફલ દહીંત ભુલા, રયા રહન ન વાર્યા;
સહી રાજ રૂષિયેંએ શાહ દેશે, મારી દહીંત સંહાર્યા.
કાયમ દેવા તુજ સેલા, લાગા જીવ પીયારીઆ.
મેંય તુજસેથી નેહજ લાગો, અહોનિશ સ્વામી મના
ઘડી મવિસારીયે મવલા અલી યા અલી. ॥ ૧ ॥

શાહ તું કોરંભ રૂપે થીઆણો સ્વામી,
તુ પુઠિયા ભાર ઝીલાયો,
મધુ કટક દાણવ છેધા સ્વામી, તો રત્ન પ્રગટયા—
એ જ્ઞાની ગાફલ. ॥ ૨ ॥

શાહતું વ્યારાહ રૂપે થીઆણો સ્વામી ડાઢ,
તલે ગગન ધરિયા !
મૂર દહીંત ન લખ્યો સ્વામી,તો ભુલ્યા ગાફલ કયા કરે ?
એ જ્ઞાની ગાફલ. ॥ ૩ ॥



શાહતું નૃસિંહ રૂપે થીઆણો સ્વામી હરણાં
કંશ વિડાર્યા. ॥ ૪ ॥

કરોડી પંચેશુ પ્રહલાદ તાર્યા, તો કાજ ૠષિયાનાં
સારિયા.
બે જ્ઞાની ગાફલ. ॥ ૪ ॥

શાહ તું વામન રૂપે થીઅણો સ્વામી, તો અઉઠ
કદમ ગણાવ્યા,
બલરે દહીતે નવ લખીયા સ્વામી; તો દઇ લત
સમાવ્યા.
બે જ્ઞાની ગાફલ. ॥ ૫ ॥

શાહતું પરસુરામ રૂપે થીઅણો સ્વામી; તો
નાના પખ સંવાર્યા.
ક્ષીત્રીયોનું વંશ નિર્વંશ કીયા; તો કાજ
ૠષિયાનાં સાર્યા.
બે જ્ઞાની ગાફલ. ॥ ૬ ॥

શાહતું રામચંદ્ર રૂપે થીઅણો સ્વામી; તે દહીંત
દશાશર છેદ્યા,
શાહતું સીતા વારીને લંકા લુસી; તોર ભભિક્ષણને
આલ્યા.
બે જ્ઞાની ગાફલ. ॥ ૭ ॥



શાહ તોં જે આઠમે અવતાર સ્વામી; તો કાનજી
નામ ભણાવ્યા,

શાહતું નાથ્યો કાલીઉં કશદ્યો; જુગે પરતા લાઇયાં.
બે જ્ઞાની ગાફલ. ॥ ૮ ॥

શાહતું બુદ્ધા રૂપે થીઅણો સ્વામી; તો જોત બંબ સંવાર્યા,
અહંકારી કૌરવ છેધ્યા, પાંચે પાંડવ તાર્યા.
હાથે પકડયા ગજ ભીમ; મુસ્તાક ગગન સામા ઉડાયા.
નવનિધ રાજ ઋષિ યાંકે શાહો દેશે, પુરૂષ પશ્ચિમ અલી આયા.
બે જ્ઞાની ગાફલ. ॥ ૯ ॥

શાહતાં જો દશમે અવતાર સ્વામી, તું નકલંકી નામ નામ ભણાયા,
મલેચ્છ કટક દલ ગોખ સામી, તો ખને ખડગ સંગાર્યા.
જીને આપ વીચ ગુર નર સેવ્યા, દઇ વસત પીઆરિયા,
કરોડીઉં પંચ, સત, નવ, બારેહી તારીઆ, જેણે એવી આછી કરણી કમાવ્યા.
દશ અવતાર પીર સદરદીન ભાંખ્યા; મારે મોમિનકું નજીક દિદાર શાહ દિખલાયા,
બે જ્ઞાની ગાફલ દહીત ભુલા. ॥ ૧૦ ॥

સંપૂર્ણ.

## સત્પંથ ઉપર આક્ષેપો કરનારાઓને

# સૂચના

### કવ્વાલી.

અમે સત્પંથના વીરા, જરા આદેશ જોઓને;
થઇને મનના ધીરા, જરા આદેશ જોઓને. ૧

નથી અવકાશ નિંદાને, જરા આંખો ઉઘાડોને;
ધરમ વ્યવહારમાં ધીરા, જરા આદેશ જોઓને. ૨

જરા શોધીજુઓ ખંતથી, તજો નિંદા હવે ચંતથી,
ભરેલા વેદના હિરા, જરા આદેશ જોઓને. ૩

નથી મત્તવાદ તો આંહી, નથી અંઈ દ્વેષ કે કાંઇ;
બોલે આ વેદના કીરા, જરા આદેશ જોઓને. ૪

નિરા પક્ષી નિરા વ્હેરી, નિરા હાણી નિરા માની;
હિન્દુ ઇસ્લામના વીરા, જરા આદેશ જોઓને. ૫

વાણી આકાશી માની છે. કિતાબ વેદો નિશાની છે;
ટાલીને ગુંચની ગીરા, જરા આદેશ જોઓને. ૬

જુઓ આ વેદની બોલી, 'પર્યુદ્દા ચારમાં ખોલી:
થઇ ઘટ્ટ પાટના ધીરા, જરા આદેશ જોઓને. ૭

" दीक्षाया गुप्ता यज्ञे " કહ્યું જે વેદમાં હમને;
નિયમ ટુટે નહિ વીરા, જરા આદેશ જોઓને. ૮

" अमृत मानशाना " જે, યજુરમા છે પોકાર્યું એ;
પઢાવી છે સદા રી રા, જરા આ દેશ જોઓને ૯

ધ્યેય ધાર્યો સદા એથી, યજુર "द्रष्टवा" છે જેથી,
"यतोयत:" છેવલીવીરા, જરા આદેશ જોઓને. ૧૦

શ્રીમચ્છાએ મહાનામી, દ્વિતે કોરંભના કામી;
બ્યારાહની રાહ જો વીરા. જરા આદેશ જોઓને ૧૧

યજુ " इदं " કહે જેને, વામનરૂપ એ કહ્યું એને,
ફરી ફર્શુ તણા ધીરા, જરા આદેશ જોઓને ૧૨

રામ કૃષ્ણને રાખ્યા, જાહેરમાં સર્વ એ ભાંખ્યા;
બુદ્ધાના ભેદ ના લીધા, જરા આદેશ જોઓને. ૧૩

" મદીના સ્યામ " બોલે છે, એ શ્રુતી સામ તોલે છે,
કલીના નાથ એ વીરા, જરા આદેશ જોઓને. ૧૪

" रुपंरुपं " ઋગ્ગુ બોલે, વિદ્વાનો વાતને તોલે;
હમારા નાથ એ વીરા, જરા આદેશ જોઓને ૧૫

' अल्ली ' ને 'एलिया' જોજો, કિતાબોમાં જરા ખોજો;
બધા એ ભેદના હિરા, જરા આદેશ જોઓને. ૧૬

સનાતન ધર્મ એ સાચો, નથી સત્પંથ જરા કાચો,
જ્ઞાની જ્ઞાનથી ધીરા, જરા આદેશ જોઓને. ૧૭

પ્રમાણો એ પૂરણ છે આ, ભુતલ ભુરે ભુરણ છે આ;
ગ્રહો આ વેદના હીરા, જરા આદેશ જોઓને. ૧૮

યજુમાં "षोडशी" બોલે, નથી કો નાથની તોલે;
' ખાકી 'ના નાથ એ વીરા જરા આદેશ જોઓને. ૧૯

સંપૂર્ણ.

# પીરાણાઓની ગુરૂભક્તિનો લેખ લખનાર મગનલાલની કવ્વાલીનો જવાબ.

કવ્વાલી

---

## શેર ગુજરાતી.

સૂર્ય સત્પંથ જગ મગ્યો; ધુંવડ થયા નિરાસ;
અવિદ્યા છાર ઉડાડીને, સત્ય કર્યો પ્રકાશ.

---

## કવ્વાલી.

અરે નર ધુડનાં ચેલા. પ્રકાસે કાં થયા ઘેલા?
પડલ આંખોનાંછેમ્યેલા, નીહાળીજે વતન પેહેલા. ૧



કહેતું હિન્દને મારો, મીશર તો છે વતન તારો!
કથન તું કાં કથે ઘેલા? જરા ઇતિહાસ જો પહેલા! ૨

અરબનાં તે હતા સંગી, પૂરા બળવાન એ જંગી;
પછીથી હિન્દમાં રહેલા, વિચારી જો અસલ પહેલા! ૩

ગરીબોને નસાડીને, પડયા છો હિન્દ પચાવી ને;
થઇને મનના મ્યેલા, હવે કહો હિન્દ છે પેહેલા! ૪

હતો નીલી હવે હિન્દુ, તપાસ ઓ આર્યના બિન્દુ!
અસલ ભોમીના રાનેલા, ગરીબોને ફસાવેલા. ૫

નથી આ મુલક આર્યોનો, હતો ને છે અનાર્યોનો;
જુલમ જંગી મચાવેલા, ગરીબી હક્ક પચાવેલા. ૬

થાવા હિન્દુ મથે સાથી? જતો રેહ આવ્યો હોય જ્યાંથી!
કપટ કુંડેથી ખોરેલા. ભરમની ભુલે મારેલા. ૭

જરા વેદો ઉઘાડી જો! ધરમ નિતી તપાસી જો!
ફસીને ફેને ફેરેલા, ગરવને ઘેને ઘેરેલા! ૮

તપાસી જો તારા ધર્મો, પડયા નોંખા કરી કર્મો;
કુલે ફંદાનાં ઘેરેલા, અલ્યા અન્ય ભેદે ભરેલા! ૯

ધરમમાં ઝેરને રાખી, કંઈ ફાંટા કર્યા નાખી;
ધરમ હિન્દુ જો છે પેહેલા, અનાર્યોનો તું સુણ ઘેલા. ૧૦



સનાતન નામ ધર્યાને; પોતાને શુદ્ધ કરવાને;
તપાસી જો કરમ પેહલા, સનાતન કયાં હતો પેહેલા? ૧૧

અરબ ભાષાથી ભડકીને, ઉત્તમતાથી તું થડકીને,
નિંદાનો નંદ થયો હેલા! એ ધર્મિ કયાં હતો પેહેલા? ૧૨

સૂર્ય સત્પંથનો જોઈ, રહે છે તું અલ્યા રોઇ;
સનાતન ધર્મ એ પેહેલા, જરાજો શાસ્ત્રને ઘેલા. ૧૩

હોય મત્તવાદ જેમાં તે, માને તું ધર્મ એમાંએ !
પ્રભુ હિન્દુ હતો હેલા ? કે મુસલમાં બતા વેહેલા ? ૧૪

જગત બોધક વિના નહિ રેહ,મુરખ રાખેછેઅંહી સંદેહ;
પ્રમાણોથી બતાવેહલા,એ બોધક કયાં હતો પેહલા? ૧૫

ફસાવા અન્યને અંધા, વચન કાઢે છે તું ગંદા !
મગન તુજ જાત જો પેહલા,લવેશું વ્હેમથી ઘેલા ! ૧૬

ધરમ તો છે પિતા સારો, શું ખોળે અન્યનો ધારો !
કશીજો બુદ્ધને પેહેલા, લવેશું વ્હેમથી વેહેલા ? ૧૭

પડયો ખીચડમાં ખંડાઇ, વખોડે અન્યને ભાઇ !
કપાવી નાક તેં વેહેલા,નાચ્યો તું નાચ સૌ પેહેલાં. ૧૮

કહું છું હું હજી થોડું, કથન તારાનું નહિ જોડું;
ધરમપર ધાડ લાવેલા, અતિ પાખંડ મચાવેલા. ૧૯

ધરમ દાઝેથી હું લવતો, નહિતો ભાઇ સાંભલતો;
કથન કથવા નથી સેહલા, વર્માજી વ્હેમનાં વેલા. ૨૦

ભાષાનુ જ્ઞાનનાં જાણે! કમલ લેઇ હાથ શું તાણે?
કરાવે સત્યના મેલા, અલ્યા સદ્ગોર એ સેહલા! ૨૧

ભાઇ ધન્યવાદ શું આપે? તુજ હાથે નાક તુજ કાપે!
ધરમ હિમ્મતનાં જે મ્યેલા, ખાવા ખદડા રહે ઠેલા. ૨૨

મગન બોલીને સાંભલવું, હવે હૈયે તે નાં બળવું;
કર્યા પ્રશ્નો તમે પેહલા, તેના ઉત્તર છે આ સ્હેલા. ૨૩

પ્રકાશે ઘુડ થયા અંધ્ધા, ચકોર વલગ્યા જઇ ચંદા;
મગન મત્ત મેલી દે પેહલા, સૂજે સત્પંથ તો સ્હેલા. ૨૪

વિસ્નગરી માનજો સાચું, તમે કાપ્યું ખરે કાચું;
કહે ખાકી કથન સેહેલાં, હવે સમજી જજો વ્હેલા. ૨૫

સંપૂર્ણ.

## ગઝલ કવ્વાલી

પડી સત્પથને ખોળે, રહ્યા ચીતે મરણ તેનું;
કહાવે દાસ સત્પંથના, નહિ શુભ આગમે તેનું. ૧
જુઓ જુગ આ ફજેતીને, વગોવે વેષ કેવો એ?
થઇને દાસ જાહેરમાં, સજે સ્વામિત્વ એ તેનું. ૨
અમેએશિષ્યસત્પંથના, પણ આધીન એહમારેછે;
નથી એ વેદની પરવા, જુઓ દાસત્વ એ તેનું. ૩
લગાડ્યા અંધને લારે, બની બેભાનને વલગ્યા;
કરે ઉચ્છેદ સત્પંથનું, સંભાળો શબ્દ એ તેનું. ૪
રહો સત્પંથીયો ચેતી, રખે વિશ્વાસમાં રહેતા;
અંતર એ કુડથી ઘેર્યું, નથી રક્ષિતપણું તેનું. ૫
સ્વભાવે કુડે રાચેલાં, કુખાજે ખાદ્ય ખાધેલા;
હજુ એ ટેવને વળગી, રહ્યા સત્પંથ એ તેનું. ૬
લશણને ડુંગળી ખાએ, તમાકુ તે ન વિશરાએ;
ન સૂજે ગતને આએ, કહો સત્પંથ એ કેનું ? ૭
ગ્રહી ચંડાળનું શરણું, ખુઓ સત્પંથને જડથા.
તજે શત્રુએ સત્પંથનો, જુઓ વ્યવહાર જો તેનું. ૮
શું ણો અરદાસ ખાકીની, સુધારો આહાર પોતાનું
તજાવો શુરવિરો થઇ, ભરખ ભૂંડુ જુઓ જેનું. ૯

# કવ્વાલી

અરે સત્પંથના વિરા ! ઉઘાડી આંખને જાગો;
જુઓ જ્ઞાને કરી ગતૂને, મિથ્યા પરમાદને ત્યાગો. ૧

અંધારું આ અતી વ્યાપ્યું ! સમય સૌ ખોઇ બેઠા છો;
કુલંગારા સહુ કહેશે, આ ભ્રષ્ટાચારથી ભાગો, ૨

રહ્યા વળગી કુટેવોમાં, બની બેભાન મસ્તાના;
પીઠાઓ માંહે પેશીને, શું મંદિરો તમે ત્યાગો ! ૩

આવી સત્પંથમાં ભાઇ ! બની બ્રાહ્મણ તમે બેઠા;
કુખાજે છો રહ્યા વળગી, નરાધમ શું ધરમ ત્યાગો ? ૪

મનુષ્યા દેહ ધારી છે, જો હોયે તમમાં તેવું ?
પશુ વૃત્તિ તમારીને, કુહે ખાકી તમે ત્યાગો. ૫

સંપૂર્ણ.

ॐ

# અંધશ્રદ્ધાનો ઉકેલ

—✖—

સત્પંથની નેમ, મુખ્ય શ્રી નિષ્કલંકી નારાયણના દશમા અવતારને દશે અવતારોમાં પ્રધાન પદે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, શક્તિ સહ એક રૂપ માનવાની છે.

બ્રહ્મા, વિષ્ણુ સમય સમયેના જ્ઞાનાદાતા ને સત્પંથ સંચાલક હોવાના કારણે ધ્યેય પુરુષ ગોર, નરની સંજ્ઞાએ મનાઈ પુજાએ છે.

સનાતન **પ્રથાનુંકલ ગોરનું શરીર બાર કળા યુક્ત ને નરનું શરીર સોળ કળા યુક્ત** જ્યારે પ્રગટ ગાદીએ બીરાજતું હોય છે ત્યારે દર્શન આપે છે. તેઓ જ્યારે પ્રગટ હોય છે ત્યારે પ્રગટની નિતિએ, ને જ્યારે ગુપ્ત હોય ત્યારે ગુપ્તપણાની નિતિએ હરિવંશે પુજાય છે

બારમી સીઢીનાં ફર્માનના કારણે શ્રી ગોર, નર ગુપ્ત રહેવાના હોવાની આજ્ઞા ભવિષ્યવાણી તરીકે ઘણાએ કાળથી પ્રચલિત છે. વર્તમાન સમયે હરિ ગુપ્ત રહેવાનાં સંકેતનાં સમયનો લાગ સાધી નાસ્તિકો ઘણી થવાની ખટપટો આદરવા લાગ્યા, ને તે ખટપટનો ભોગ કેટલાક લોભી ને અંધશ્રદ્ધાળુઓ બની શ્રીજીની આજ્ઞાઓ ઉલટાવી શ્રીહરિથી વિમુખ બન્યા, જેથી સંપ્રદાયમાં ઘણાં ફાંટા પડી જઈ ઠેર ઠેર પ્રપંચ પુજાતો થઈ ગયો.

એ અંધશ્રદ્ધાળુઓની નબળાઇનો સ્વારથીઓ અને પ્રપંચીયોની કુશળતાએ સત્પંથ સંસ્થા તથા ધર્મ કઠણ સ્થિતિમાં સપડાઈ પડ્યા છે. સત્પંથીયો અકળાઈ રહ્યા છે. કેટલાક ઉતાવળીયા વિમુખ થતા જાય છે.

ચેતો ! ! ચેતો !!! સત્પંથીયો ચેતો, અંધશ્રદ્ધાને મૂકીને સત્ય નિષ્ઠાએ શાસ્ત્ર આધીન બની પવિત્ર ક્રિયા પાળતા થઈ પ્રપંચીયોને નવગજના નમસ્કાર કરી વિદાયગરી આપો. ક્રિયા ચાર દિપાવી સત્પંથને તેની મૂળ સ્થિતિએ મૂકવા ભાગ્યશાળી નિવડો.

શ્રી નિષ્કલંકી નારાયણની જય. દા. ખાકી.